# પ્રસ્તાવના.

ઈ. સ. ૧૯૧૭ માં આરોગ્ય પુનઃ પ્રાપ્ત કરવા માટે દેવલાલીમાં રહેવાનો પ્રસંગ આવ્યો હતો. પુસ્તકો અભ્યાસને માટે, કેટલાંક સમય વ્યતિત કરવા માટે અને કેટલાંક આનંદને માટે સાથે રાખ્યાં હતાં. આ પુસ્તકોમાં શ્રીયુત્ જલધરસેનની એક નવલકથા હતી. મારી સાથે મારા એક સ્નેહીનો પુત્ર હતો. આ પુસ્તકનો કેટલોક ભાગ તેની સમક્ષ વાંચતો હતો. આ નવલકથા તેને પ્રિય લાગી, અને તેનો અનુવાદ કરવાનો તેણે આગ્રહ કર્યો. એ આગ્રહના પરિણામે આ અનુવાદ ગુર્જર વાંચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું.

બંગાળી નવલકથાનો આ અનુવાદ-રૂપાંતર છે, એ કહેવાની આવશ્યકતા નથી. મૂળને અનુસરવા છતાં એકાદ બે સ્થળે ગુર્જર સમાજની રીતીને અનુસરતા ઉચિત ફેરફાર યોજ્યા છે.

નવલકથાઓ લોકાદરને પાત્ર થતી જાય છેઃ તેનું વાંચન પણ દિવસોદિવસ વિશેષ પ્રચારને પામે છે દરેક વર્ગમાં તેની લોકપ્રિયતા સ્વીકારાય છે. આશા છે કે આ નવલકથા ગુર્જર રસિક વાંચકવર્ગના આદરને પાત્ર નીવડશે.

પ્રુફ સંશોધનનું કાર્ય અન્યને સોંપવાથી મારાં કોઈપણ પુસ્તકમાં દષ્ટિએ ન પડે તેવા કેટલાક ક્ષુદ્ર દોષો આમાં રહી ગયા છે, જે માટે વાંચકની ક્ષમા માગવી નિરર્થક છે.

ચંદ્રભાગા સ્થાન,
દેવલાલી.

રમણીક અ. મહેતા.

——:o:——

" જો સુખનવ્વર હેં વોહી લુત્ફે સુખન રખતે હેં

વર્ન કહેને કો તો ગૂંગેભી દહન રખતે હેં."

# ભાગીરથીની ભૂલ



૧

દીનેશ અને મોહનને ઘણા વખતથી ગાઢી મિત્રતા હતી. તેઓ બન્ને એકજ ગામના રહેવાસી હતા અને ન્હાનપણથી જ બન્ને સાથે અભ્યાસ કરતા હતા. મેટ્રીક કલાસ સુધી બન્નેએ એકજ સ્કુલમાં અભ્યાસ ચાલુ રાખ્યો હતો. વાર્ષિક પરીક્ષામાં કોઈ વખતે દીનેશ પહેલે નંબરે આવતો, તો મોહન બીજે નંબરે આવતો અને કોઈ વાર મોહન પ્હેલો નંબર મારી જતો તો દીનેશ બીજે નંબર પટકાવવા ચૂકતો નહિ. બન્ને જણ મેટ્રીકની પરીક્ષામાં સારા ઉંચે નંબરે પાસ થયા. ત્યાર પછી બન્ને જણ મુંબઇમાં 'સ્ટુડન્ટસ યુનિયન'માં સાથે રહેતા, પરંતુ, તેઓ જૂદી જૂદી કોલેજમાં અભ્યાસ કરતા હતા. દીનેશ સેન્ટ ઝેવિયર કોલેજમાં અભ્યાસ કરતો હતો અને મોહન વિલ્સન કોલેજમાં અભ્યાસ કરતો હતો. અહાહા! કેવો નિર્દોષ આનંદનો સમય! શાળામાં અભ્યાસ કરતાં જે પ્રકારનું જીવન વ્યતીત કરવું પડે છે, તેના કરતાં કોલેજમાં જીવનનો જે અંશ વ્યતીત થાય છે, તે ઘણોજ સુખકર અને મધુર હોય છે. તે સમયે ચિંતાનો સ્પર્શ પણ હોતો નથી. વાંચન અને વિનોદમાં સમય ક્યાં

જાય છે તે જણાતું નથી. કીટ્સ અને શેલીનાં કાવ્યામૃતનું આસ્વાદન કરવામાં, સ્કૅાટ્સ, ડિકન્સ કે થેકરેનીની નવલકથા વાંચવામાં, હુકસલી અને હ્યુમના વિજ્ઞાન સંબંધી નિબન્ધોના અવલોકનમાં સમય જણાતો નથી. આજ સમયે મનુષ્યનું ચારિત્ર્ય ઘડાય છે. તેના જ્ઞાનની દૃષ્ટિમર્યાદા વિશાળ થાય છે. સમાજસેવા અને સુધારણાનાં મનોરમ ચિત્રો આંખ આગળ ખડાં થાય છે. અહાહા! કોલેજોમાં અભ્યાસ કરવાનો સમય મનુષ્ય જીવનનો ખરેજ રમણીય અને સુખકર અંશ મનાય છે, તેમાં લેશ પણ અસત્ય નથી.

મોહનનું મન અભ્યાસમાં શિથિલ થતું ગયું. મુંબઈની મોહિની મોહનને લાગી. તે પ્રિવિયસની પરીક્ષામાં નાપાસ થયો અને તેણે એક પૂણી નામના ન્હાના ગામડામાં શાળામાં માસ્તર તરીકે જગા લીધી. ત્યાં કાંઇ ફાવ્યું નહિ કે કેમ, કોણ જાણે, પણ એ શાળા છોડી બીજી શાળામાં અને અંતે એક નાની સ્કુલમાં હેડ માસ્તર થયો. દીનેશ બી. એ. ની પરીક્ષા પસાર કરી, પછી તે લૉ કલાસમાં દાખલ થયો અને વકિલાતની સનંદ મેળવી, સુરતમાં વકિલ તરીકે કામ કરવા લાગ્યો.

દીનેશ અને મોહન બન્ને વલસાડના રહેવાસી હતા. ઘણી વખત તહેવારની છૂટીમાં બન્નેને ગામમાં મળવું થતું હતું પરંતુ દીનેશે જ્યારથી વકિલાત કરવાનું શરૂ કર્યું, ત્યારથી એકમેકનું ભાગ્યેજ મળવું થતું નહિ. એકાદ વખત દિવાળીની રજામાં દીનેશ ગામ ગયો અને મોહનને મળવા માટે તેને ઘેર ગયો, ત્યારે તેને ખબર મળી કે મોહન તો મુંબઈની એક સારી યૂરોપિયન ફર્મમાં નોકરીએ રહી ગયો છે. ગામમાં હવે તે આવતો કરતો નથી. ગામમાં તેનું ઘર

હતું તે જીર્ણું થઈ પડી જવા આવ્યું છે. પડોશીઓ તેમાંની થોડી જમીન દબાવી પડયા છે, પરંતુ મોહનને તેનો ખેદ કે શોક નથી. આ ઉપરાંત બીજી ખબર એ પણ પડી કે મોહનનાં લગ્ન થઈ ગયાં છે અને તેને એક કન્યારત્નની પ્રાપ્તિ થઈ છે.

આ પછી ઘણાં વર્ષો સુધી એકમેકને મળવું થતું નહિ, એટલુંજ નહિ, પણ પત્રવ્યવહાર પણ ન હોવાને લીધે એકમેક શું કરતા હતા, તેની અન્યોન્યને ખબર પણ ન હતી. દીનેશ હવે સુરતનો વતનીજ થઈ પડયો છે. ત્યાં તેણે સારો પૈસો પેદા કર્યો છે અને તેના ધંધામાં સારી નામના કાઢી છે.

૨.

દીનેશની કન્યા સુશીલાનાં લગ્ન મુંબઈના એક શ્રીમાન કુટુમ્બમાં થવાના છે. વર પક્ષના માણસોએ સુરત આવવાને માટે ના પાડવાથી દીનેશને તેના કુટુમ્બ અને આપ્ત વર્ગ તથા નિકટના સગાં સાથે મુંબઈ આવવાની જરૂર પડી. દીનેશને મુંબઇમાં થોડા મિત્રો હતા, તે તેને મદદ કરવા આવ્યા હતા. તેઓ પરચુરણ કામમાં તેને સલાહ આપતા હતા અને લાવવા કરવામાં મદદ કરતા હતા. લગ્નના બે ચાર દિવસ પહેલાં દીનેશ ઘરના આદમી સાથે કોને આમંત્રણ કરવાં તેની એક યાદી બનાવતો હતો; એવામાં તેને તેના બાલ્યબન્ધુ મોહનની યાદ થઈ આવી. તેણે તેના જ્ઞાતિબંધુના છોકરાને પુછ્યુ:—

"અરે ધનજી! અમારા ગામના મોહનલાલ અહીં ચાકરી કરે

છે, તે ક્યાં રહે છે, તે ખબર છે? તેને પણ એક આમંત્રણ પત્ર મોકલવું જોઈએ."

"સાંભળ્યું છે કે રામિયેર એન્ડ કમ્પનીમાં નોકરી કરે છે, પરંતુ, તે ક્યાં રહે છે તેની કંઈ ખબર નથી."

દીનેશે કહ્યું:—"અરે વાહરે! તને એટલી ખબર નથી, એ શું! ગામનો માણસ અહીં સારી મોટી નોકરી કરે છે અને તે ક્યાં રહે છે, એની પણ ખબર રાખતો નથી, એ શું? ગામનું અને પડોશનું કે ઓળખીતું હોય, તેને વખતો વખતો વખત મળતા રહેવું જોઈએ, એ તો ઘેર ગયું, પણ તે ક્યાં રહે છે, એ સુદ્ધાં જાણતો નથી એ શું."

શ્રનજી ક્ષણવાર ચુપ રહ્યો. પછી બોલ્યો:—

"તેને ક્યાં ગામના લોકની દરકાર છે? તે ગામ પણ જાય છે ક્યારે? અને ગામના લોક સાથે સંબંધ પણ ક્યાં રાખે છે? જ્યારે એને એટલી દરકાર નથી ત્યારે આપણે પગે પડતા જવાની કંઈ જરૂર?"

"વારૂ" દીનેશે કહ્યું:—"પણ, એટલું તો નક્કી ને કે તે રામિયેર એન્ડ કમ્પનીમાં નોકરી કરે છે!"

"હા, એમ સાંભળ્યું છે. ઘણું ખરૂં તો તે ત્યાંજ છે, પણ પક્કી ખાતરી નહિ." શ્રનજીએ જવાબ વાળ્યો.

"વારૂં હું કાલ્યે રામિયેર એન્ડ કમ્પનીમાં જઈ જાતેજ તપાસ કરીશ. ગમે તેમ પણ તે મારો ન્હાનપણનો સાથી છે. સ્કુલમાં પણ અમે સાથેજ ભણતા હતા, કોલેજમાં પણ સાથે હતા અને

એને ને મારે જરા પણ જુદાઇ ન હતી. તેને આમંત્રણ ન કરીએ તે ઠીક નહિ. વળી તે મુંબઈમાંજ રહે છે.”

બીજે દિવસે બપોરે દીનેશ, રામિયેર એન્ડ કમ્પનીમાં ગયો. ત્યાં મોહનલાલ કરીને કોઈ નોકર છે, એમ પુછ્યું. પુછતાંની વાર હમાલે કહ્યું “ચાલો, હું આપને હેડ કેશિયર પાસે લઈ જાઉં. દીનેશે હવે જાણ્યું કે મોહન રામિયેર એન્ડ કમ્પનીમાં હેડ કેશિયર છે. ઓફિસની અંદર એક અલાયદો ભાગ કર્યો હતો. તેને ફરતો પીતળનો કઠેરો હતો. આ ભાગમાં બે એક જણ લાંબા ચોપડામાં કંઈ લખતા હતા. અહીં એક મોટી ખુરસીપર માણસ હતો, જે બીજો કોઈ નહિ પણ મોહનલાલ હતો.

ઘણા વર્ષો પછી મળવાનું થયું, એટલે મોહન દીનેશને ઓળખી શકયો નહિ, પરંતુ, દીનેશ મોહનને સ્પષ્ટ ઓળખી શકયો. એમાં મોહનનો ઝાઝો વાંક ન હતો. દીનેશનું શરીર રૂષ્ટપુષ્ટ, મ્હોં ભરાવદાર અને મુચ્છોનો જથ્થો. એ જોઈ કોઈ ભાગ્યેજ તેને ઓળખી શકે કે એ વલસાડના માણેકરાયનો પુત્ર દીનેશરાય હશે.

મોહન દીનેશની તરફ જોઈ રહ્યો. તેના જોતાંની વાર દીનેશ કળી ગયો કે તે મને ઓળખતો નથી. દીનેશ બોલ્યોઃ—

“કેમ મોહન! તું મને ભુલી ગયો! હું દીનેશ! કયેમ, યાદ આવે છે કે?”

આ સાંભળતાંની વાર મોહન બોલ્યોઃ—

“હાલો દીનેશ! તું?” એટલું બોલતાંની વાર તે તેનાં પીંજરાંની બ્હાર આવ્યો અને દીનેશનો હાથ હાથમાં લઈ બોલ્યોઃ-

"કેમ છે? તબિયત ઠીક છે ને? ઘરના માણસો કેમ છે? અહીં ક્યારે આવ્યો? ક્યાં ઉતર્યો છે? આટલા બધા લાંબા વખતે કંઈ મુંબઇ આવવાનું મન થઈ આવ્યું!"

પ્રશ્નોની પરંપરા સાંભળી દીનેશ બોલ્યો:–"ભાઈ! તું પ્રશ્નોનો વરસાદ ન વરસાવ. જો કે હું વકિલ છું, છતાં, એકી વારે સામટા સવાલ પુછવા એ કાયદાસર નથી, સમજ્યો? એકે એકે પુછ; હું જવાબ આપું."

મોહને હસતાં હસતાં કહ્યું:—"વારૂ બધું રહ્યું, પણ, તું એ કહે કે ઉતર્યો છું ક્યાં?"

દીનેશ કહ્યું:—"મોહન! મારી દીકરીનાં લગ્ન કરવાને માટે હું અહીં સપરિવાર આવ્યો છું. સમજ્યો? કાલકાદેવી પર મૂળજી વેલશીના માળામાં પહેલો મજલો ભાડે રાખ્યો છે. લગ્ન તો વાડીમાં કરવાનાં છે, પણ હાલ તો રહેવાનું એ માળામાંજ રાખ્યું છે."

"દીકરીના લગ્ન?" આશ્ચર્ય પામી મોહને પુછ્યું. "છોકરી થઇ ક્યારે? લગ્ન ક્યારે છે? કોને ત્યાં લગ્ન કર્યાં? શી પેહણ કરી છે?"

"વળી પાછા સામટા સવાલ કર્યા કે? એ બધી વાત નિરાંતે કરીશું. તું માત્ર એટલુ જણાવ કે રહે છે ક્યાં?" કાલ સવારે તને આમંત્રણ કરવા આવીશ, સમજ્યો?"

મોહને કહ્યું:—"એ બધા શિષ્ટાચારની કંઇ જરૂર? લગ્ન ક્યારે છે, તે માત્ર કહેને. હું ઘરના માણસો સાથે આવીશ. મૂળજી વેલશીનો માળોને? આજજ ભલુ હશે તો ઓફિસથી ઘેર જતાં હું આવી જઇશ. ત્યાં આવી વાતચીત કરીશું. હું તો દાદી શેઠ અગિ-

યારી લેનમાં રહું છું. ત્યાં પહેલાજ ખાંચા આગળ માળો છે. તેના ત્રીજા માળે મેં બ્લોક રાખ્યો છે."

"ઠીક ત્યારે મળજે." એટલું કહી દીનેશ ત્યાંથી ચાલી ગયો.

મોહન ઓફિસથી ઘેર જતાં દીનેશને મળવા ગયો નહિ. દીનેશે મનમાં ધાર્યું કે ઓફિસમાં કંઇ ઝાઝું કામ હશે કે મોડું છુટાયું હશે, તેથી નહિ આવ્યો હોય. બીજે દિવસે શનિવાર હતો. શનિવારે ઓફિસો બે વાગે બંધ થાય છે, એમ જાણી દીનેશે વિચાર કર્યો કે આજ તો વ્હેલો છૂટશે માટે મોહન જરૂર આવશે.

શનિવાર પણ ગયો, છતાં મોહન આવ્યો નહિ. બીજે દિવસે રવિવાર એટલે છૂટીનો દિવસ, માટે સ્હવારનાજ આવશે; પણ મોહને દેખા દીધી નહિ. આખરે દીનેશ દાદીશેઠ અગિયારી લેઇનમાં મોહનને ઘેર ગયો. ત્યાં જઈ નોકરને પુછ્યું કે:—"મોહનલાલ છે?"

રામાએ જવાબ આપ્યો. "શેઠ બાહિર ગેલે આહેત્."

"તે ક્યારે આવશે, તે કહીને ગયા છે કે?"

"ત્યાંચા કાંહી નિયમ નાહીં, આતાં દેખીલ યેઇલ, એકાદ વેળી નાંહી આલે તર ત્યાંત નવલ નાહીં. આજચ્યા દિવસ નાહીં આલે તર કાંહી સાંગતાં યેત નાહીં."

"તો શું શેઠ મુંબઇમાં નથી?"

"મુંબઇલા સોડુન કુઠ્ઠનશી જાઇલ!" ગ્હીંદાઈ રામાએ કહ્યું:— "અસે આહે શેઠ શનવાર આણી રવિવારાલા કદિ બાહીર રાહને, ઘરાંત રાહત નાહીં."

આ સાંભળી નિમંત્રણ પત્રિકા તે નોકરને આપી દીનેશ ઘેર

પાછો ફર્યો. પાછા આવતાં ધનજીએ પુછ્યું:–"આટલી બધી વાર કેમ લાગી? કાકા સાહેબ! આપ ક્યાં ગયા હતા?"

દીનેશે જવાબ આપ્યો:–"મોહનને મળવા ગયો હતો પણ તે કંઈ ઘેર મળ્યો નહિ."

"તે મળે ખરા કે! આડે દિવસે હજી કદાચ મળે પણ શનીવાર અને રવિવારે?"

"કેમ! શા માટે નહિ?" દીનેશે પુછ્યું.

"એ કંઇ કહેવામાં સાર નથી. સાંભળીને એથી કંઈ ફાયદો નથી. ભાઇનું ઠેકાણું નથી. મોજ–મજાહમાં ગર્ક છે. મોહનને બસેં અઢીસોનો પગાર મળે છે, એટલુંજ મારી ખાવાનું મળે છે, પણ એટલામાં પુરૂં પડતું નથી. ઘરમાં માણસ જુએ તો આખાં ત્રણ. તે, તેની બાયડી અને એક વિધવા છોકરી."

મોહનના અધઃપાતની વાત સાંભળી દીનેશ ઘણો દુઃખી થયો. અને બોલ્યો:–"એકજ છોકરી અને તે પણ વિધવા, હરિ! હરિ! મોહન આ છંદથી સુખી થશે નહિ. હોય, માણસ છે, પણ રીતે રહેવું જોઈએ. કોઈ દહાડો મોતની નિશાની છે. મુંબઇ જેવું શહેર કહેવું શું! પણ આટલો પગાર થોડો નથી. ઘણા માણસો અહીં પચ્ચાસ રૂપરડીમાં ગુજરાન ચલાવે છે અને બે પૈસા બચાવે છે. એને તો એટલું મોટું કુટુમ્બ પણ પોષવાનું નથી અને એટલો પગાર બસ થતો નથી, એ શું? જ્યારે એ સ્કુલમાં મારી સાથે ભણતો હતો ત્યારે ઘણો સીધોસાદો આદમી હતો. કંઇ પણ વ્યસન નહિ, કંઇ નહિ. પૈસો હાથમાં આવતાં માણસને શું નથી સુઝતું

અને તેમાં વળી મુંબઇ જેવું શહેર! હજાર જાતના કુમાર્ગે જવાનાં સાધન. હરિ બચાવે તેજ બચે. શિવ! શિવ!"

એટલું બોલી ખેદ જણાવવા લાગ્યો.

દીનેશની કન્યાનાં લગ્ન થવાના હતાં, તે દિવસે પણ મોહન તેને ઘેર ગયો નહિ કે ઘરનાં માણસને પણ મોકલ્યાં નહિ. વિવાહ વીતી ગયો. લગ્નને લગતું કામકાજ તે પણ ત્યાર પછી બેચાર દિવસમાં પૂરૂં થઈ ગયું. દીનેશને એકવાર તેને ત્યાં જવા વિચાર હતો, પણ કંઈ કોર્ટનું જરૂરી કામ આવ્યું તેથી તેને એકદમ સુરત જવું પડ્યું અને જવાનું રહી ગયું તે રહી ગયું.

૩.

ઉપલી બીના બન્યાને કેટલાક માસ થઇ ગયા છે. એક વખત દીનેશ સગરામપરામાં પોતાના ઘરના ઓટલાપર બેઠો છે. બેઠો બેઠો 'ટાઇમ્સ' વાંચે છે, એટલામાં એક મલિનવેષધારી માણસ પગથિયાં ચઢી ઉપર આવ્યો અને હિંદીમાં પુછ્યું:–"દીનેશરાયનું ઘર આ?"

દીનેશ તેના બોલવાની ઢબપરથી સમજી ગયો કે આ માણસ હિંદુસ્તાની નથી. કોઈક ગુજરાતી છે, એમ જાણી તેણે ગુજરાતી ભાષામાંજ જવાબ આપ્યો:–"હા, કેમ, આપને કોનું કામ છે?"

આવનારે કંઇ પણ જવાબ આપ્યો નહિ. ચુપચાપ ઉભો રહ્યો. દીનેશે જોયું કે આવનારે પંજાબીના જેવો લાંબો ચોયણો પહેર્યો છે. માથાપરના અને મોં પરના વાળ સાફ કઢાવી નાંખ્યા છે.

પંજાબી બનવાનો પ્રયત્ન કર્યો છે, પણ લાગે છે કોઇ ગુજરાતી જેવો. તે કોણ છે તે ઓળખી શકયો નહિ. આવનારને દિંઙમૂઢ ઉભો રહેલો જોઈ દીનેશે પુછ્યું:—

"આપને કોનું કામ છે?"

આવનાર જરા આગળ વધ્યો અને આમ તેમ નજર ફેરવી ચારે તરફ નજર નાંખી કોઇ નથી એની ખાતરી કરી લીધી. પછી દીનેશ તરફ વાંકા વળી કહ્યું:—

"ભાઇ દીનેશ, હું મોહન છું."

આ સાંભળતાંની વાર દીનેશ ખુરસીપરથી સળંગ ઉભો થયો અને બોલ્યો:—

"કોણ! મોહન!! તું? આ વેષમાં અહીં!"

નાકપર આંગળી મૂકી દીનેશને ચૂપ રહેવા સૂચવતાં મોહને કાતર સ્વરે કહ્યું:—"ભાઈ! જરા આસ્તે બોલ, કોઈ સાંભળે નહિ."

તેના આ પ્રમાણે બોલવાનો મર્મ દીનેશ શમજી શકયો નહિં. તે મોહનને ઉપર લઇ ગયો. ત્યાં હિંચકાપર બેસાડયો અને કહ્યું:—

"આપણે બીજી વાતચીત પછી કરીશું બોલ તું અહીં કયારે આવ્યો? જમવાનું શું કર્યું છે? જમ્યો છું કે નહિ?"

"કાલ ફકત ચ્હા પીનેજ ચલાવ્યું છે. આજ તો કંઈ ખાધું કર્યું નથી. આજ ખીસ્સામાં દોિયું પણ ન હતું.

દીનેશે કહ્યું:—"મોહન! તું બેશ, હું નીચે જઈ તારે માટે ભોજનની વ્યવસ્થા કરવાનું કહી આવું."

મોહને દીનેશનો હાથ પકડી કહ્યું:—"ભાઈ! એ બધી ખટપટ

કરવાની જરૂર નથી. મારી એક વાત સાંભળ. ભાઈ! મારે હાથે ઘણું બૂરૂં કામ થયું છે. શું કરૂં? મેં મારી ઓફીસમાંથી પાંચ હજાર રૂપિયા ઉચાપત કર્યા છે. ઓફીસમાં એની ખબર પડી છે. સાહેબે ફરિયાદ માંડી છે અને મને પકડવાને માટે વારંટ કાઢવામાં આવ્યું છે. હું છુપાઈને અહીં ન્હાસી આવ્યો છું. મારા જેવાને ઘરમાં એક ઘડી રાખવો, એ પણ જોખમનું કામ છે. હું પણ એટલા માટે આવતો નહતો, પણ શું કરૂં, ભાઈ? લાચાર છું. દીનેશ! મને માત્ર અહીંથી દૂર નાશી જવા જેટલા રૂપિયા આપ. હું આજને આજ રાતે અહીંથી દૂર નાશી જઇશ."

દીનેશે કહ્યું:—"ભાઈ મોહન, તેં ઘણું ખરાબ કામ કર્યું છે એમાં કંઈ શક નથી; પણ હું એમ કહું છું કે અંગ્રેજના રાજમાં ન્હાસી છૂટવાથી તું રક્ષણ પામીશ એમ તને લાગે છે ખરૂં? તેં જે અપરાધ કર્યો છે, તેથી તેઓ તને કંઇ ફાંસીને લાકડે ચઢાવવાના નથી, કે તને કાળા પાણીની સજા પણ કરવાના નથી. બહું તો સજા અને દંડ કરશે. થોડો વખત હાહો થશે, એજ. જો મારી સલાહ પુછતો હોય તો હું તને એમજ કહું કે તું એકદમ મુંબઇ ચાલી જા. હું પૈસા આપું છું. ત્યાં જઈ કોર્ટમાં હાજર થા. ત્યાં હું તને મારા મિત્ર મી૦ ભુલાભાઈપર ચીઠ્ઠી લખી મોકલીશ. તેઓ તારે માટે કોર્ટમાં હાજર થશે. તેઓ ઘણા હોંશિયાર વકિલ છે. અને આવી બાબતોમાં ખાસ પ્રવીણ છે. તારે કંઇ પૈસા પણ આપવા નહિ પડે. તે એવી તો ચાલાકીથી કેસ લડશે કે દંડની રકમ ઘણી ખરી તો ઓછી થશે કે આપવી પણ પડશે નહિ. હા, એટલું તો ખરૂં

કે એકાદ બે વર્ષની ટીપ થશે અને તે ભોગવવી પડશે; પણ ત્યાર પછી કંઈ નહિ. તેં જે માર્ગ લીધો છે, તે ઘણો ખરાબ છે. જીવતાં મરવા સમાન છે. ધાર કે એક વખત તું ન્હાસી છૂટયો તેથી શું? ફરીથી દેશમાં તારાથી પગ મૂકાશે નહિ. આખો જન્મારો છુપાઇને કાઢવો પડશે. તું નહિ રહે ઘરનો કે નહિ રહે ઘાટનો. હમેશા પકડાવાની ધાસ્તી. ફરીથી ઘરનું કે કુટુમ્બીજનોનું મ્હોં જોઇ શકાશે નહિ. એવી જીંદગી કરતાં મરણ હજાર દરજ્જે સારૂં. ભાઈ મોહન! મારૂં કહ્યું માન. તું મુંબઈ પાછો જા. અને હું કહું છું તેમ કર. જો! તારે જેટલો વખત જેલમાં રહેવું પડશે તેટલો વખત સુધી તારા કુટુમ્બના ભરણ પોષણનો બોજો હું ઉઠાવીશ. હું જાણું છું કે તેમના પાસે કંઇ નથી. તું જે કમાતો હતો તે બધું તેં બહાર ઉડાવી દીધું છે. પૈ બચવા પામી નથી. એ બધું હું સારી રીતે જાણું છું. મારી સલાહ માનીશ તો પરિણામે લાભ થશે. પછી તારી મરજી. વિચાર કરી જો! તને યોગ્ય લાગે તેમ કર. તારે જવું હોય તો અગિયાર પહેલાં તો કોઇ ગાડી છે નહિ. અમદાવાદ તરફ જવું હોય તોપણ નથી ને મુંબઈ જવું હોય તોપણ નથી."

એટલું કહી ભોજનની વ્યવસ્થા કરવા દીનેશરાય અંદર ગયો. અને થોડી વાર રહી પાછો ઉપર આવ્યો. જોયું તો લમણે હાથ દઇ વિચારમાં કળી ગયેલો મોહનને દીઠો.

દીનેશે કહ્યું:—"કેમ ભાઈ, શું નિશ્ચયપર આવ્યો?" મોહને જવાબ દીધો:—"ભાઇ વિચાર કરતાં મને તારી સલાહ ઠીક લાગે છે. હું આજેજ મુંબઈ ચાલ્યો જઉં છું અને તું કહે છે તેમ કરૂં

છું. પણ ભાઇ! જોજે, મારી બૈરીને તથા કન્યાને રસ્તે ભીખ માગવા વખત ન આવે, સમજ્યો?" એટલું બોલતાં મોહનની આંખમાં આંસુ આવ્યાં

તે રાત્રે દીનેશે મોહનને કેટલાક રૂપિયા આપ્યા અને મુંબ-ઇના એક વકિલપર ચીઠ્ઠી લખી આપી. મોહન મુંબઇ આવ્યો અને જાતેજ પોલીસને સ્વાધીન થયો. યથા સમયે પોલીસ કોર્ટમાં કેસ આવ્યો, સાક્ષી જુબાનીઓ લેવાઈ, વકિલે ઘણી ખટપટ કરી. બાહોશીથી કેસ લઢયો. પરિણામ એ આવ્યું કે બે વર્ષની સજા અને એક હજાર રૂપિયાનો દંડ થયો. દંડ ન ભરે તો છ મહિનાની વધુ શિક્ષા ફરમાવવામાં આવી. દંડ ભરે કોણ અને ક્યાંથી પૈસા લાવે! ટૂંકામાં એટલું કે અઢી વરષની સજા થઇ.

૪.

દીનેશે વચન આપ્યું હતું. તે પ્રમાણે મોહનની સ્ત્રી અને વિધવા કન્યાના ભરણ પોષણ માટે દર મહિને ૪૦) રૂપિયા મોક-લવા લાગ્યો. મોહનની સ્ત્રીએ પોતાનું રહેવાનું ઠેકાણું બદલી નાખ્યું. તેણે ગીરગામમાં એક બેઠા ઘરની અંદર ન્હાની ઓરડી ભાડે રાખી. દર માસે તેર રૂપિયા ભાડું આપવું પડતું. મોહનને કારાવાસની સજા થયા પછી દીનેશ મોહનની સ્ત્રીને જે પત્ર લખતો હતો તેમાં એવો બોધ કરતો હતો કે જ્યાં સુધી મોહન સજા ભોગવી જેલ-માંથી છુટો ન થાય; ત્યાં સુધી તમારે તમારા પોતાના ગામમાં જઇ રહેવું ઠીક પડશે, મુંબઈ જેવા અફાટ શહેરમાં એકલી વિધવા

કન્યાને લઇ રહેવું એ ઠીક નથી. ઘરમાં કોઇ દેખરેખ રાખનાર માણસ હોય તો જૂદી વાત; પણ પુરૂષ વર્ગમાં કોઇ મળે નહિ, એવી અવસ્થામાં મુંબઇ એકલાં રહેવું, એ અનેક રીતે સારૂં નથી. મુંબઇમાં હજાર પ્રકારનાં પ્રલોભનો, તરેહ તરેહની પ્રકૃતિના માણસ, ડગલે ને પગલે આડે માર્ગે વળવાનો ભય, આ સર્વને લીધે થોડો વખત દેશમાં રહેવું એ વધારે લાભકારક છે. વળી દેશમાં રહેવાથી એટલાજ પૈસામાં સારી રીતે નિભાવ થઈ શકશે, એટલુંજ નહિ, પણ ખરચ ખૂટણમાં પણ ફાયદો થશે. વિગેરે બાબત દીનેશે સમજાવી; પરંતુ મોહનની સ્ત્રી આ વાતને સંમત થઇ નહિ. તેણે જવાબમાં લખ્યું કે દેશમાં તેના સંબંધી કે આપ્તજનમાં કોઇ નથી. ત્યાં પણ ખબર અંતર લે એવું તનનું માણસ નથી. એ ઉપરાંત મહોલ્લાના લોકો જોડે બનાવ નથી, એટલે દેશમાં રહેવું અને અહીં રહેવું બરાબર છે. વળી આટલો વખત મુંબઈ રહ્યા પછી ગામડા ગામમાં વસવું, એ પ્રકૃતિને માફક નહિ આવે, એટલું નહિ પણ એક રીતે એ અસંભવ છે. જો ખરચની બાબતમાં આપ કહેતા હો તો મહિને આપ ચાળીશ રૂપિયા મોકલો છો એટલી રકમની જરૂર નથી અમે ૧૩) રૂપિયામાં એક ગૃહસ્થના ઘરમાં રહેવાની જગા શોધી કાઢી છે. માત્ર ખરચમાં ખરચ બે જણના ઉદરપોષણનો. ભાગીરથી વિધવા છે. તેને કંઇ ઝાઝો ખરચ નથી. મારે પણ તેના જેવુંજ છે. નસિબમાં સ્વામી છે, છતાં સ્વામીસુખથી હું વંચિત છું. સધવા છતાં વિધવા જેવીજ છું. સ્વામીના મંગળને માટે માત્ર સધવાનો વેષ રાખ્યો છે. જેટલો વખત સ્વામી કારાગૃહમાં છે, તેટલો વખત હું પણ ભાગી-

રથીની સાથે એક વખત હવિષ્યાન્ન લઉં છું અને લીધા કરીશ. કહેવાનું એટલું કે ઉદર પોષણને માટે અમને ઝાઝો ખરચ થતો નથી. આપ માત્ર ૨૫ અને વખતો વખત વચ્ચે વચ્ચે ૩૦ રૂપિયા મોકલશો તો અમારો નિભાવ ખુશીથી થશે. આપનો આ ઉપકાર મરતાં સુધી વિસરાય તેમ નથી. આ જન્મમાં આપનો એ ઉપકાર સદાને માટે સ્મરણમાં રહેશે. ઈશ્વર–પરમકૃપાળુ ઈશ્વર આપનું મંગળ કરશે.

દીનેશ આ સર્વથી સંતોષ પામ્યો નહિ. મોહનની સ્ત્રીએ જે કાગળ લખ્યો હતો તેના જવાબમાં દીનેશે જે પત્ર લખ્યો હતો તે અમે નીચે આપીએ છીએ.

સન્માનનીય——

આપનો પત્ર મળ્યો. હકીકત જાણી. આપે લખ્યું કે ગામમાં આપનું ઘરબાર નથી, એ વાત ખરી; પરંતુ, મારી કન્યાના લગ્ન વખતે મારે ગામમાં જવું થયું હતું. આપનું ઘર હજી કોઈના તાબામાં ગયું નથી. માત્ર બાજુની થોડી જમીન પડોશી દબાવી બેઠો છે, એટલુંજ, માત્ર ઘર હજી એમનું એમ છે. અવાવરૂં પડયું છે. તેનો થોડો ભાગ પડી ગયો છે, એજ. તેની આગળ વંડીનો ભાગ છે, તેથી કંઇ રહેવામાં અડચણ આવે એમ નથી. વંડો છે ત્યાં આગળ વળીઓ ભરી લેવરાવવાથી કામ ચાલશે. એમાં કંઇ ઝાઝું ખરચ લાગશે નહિ અને જે કંઈ ખરચ લાગશે તે આપવા હું તૈયાર છું. એ ઉપરાંત વળી બીજી કંઈ સાધારણ મરામત કરા-

વળી હશે તો તે પણ કરવાને વાંધો નહિ આવે. મારા મોટા ભાઈ ગામમાં રહે છે, તેમને કાગળ લખીશ. તેઓ આ બાબતમાં જોઇનો બંદોબસ્ત કરશે અને પોતે જાતે દેખરેખ રાખી ઘરની વ્યવસ્થા પાર પાડશે. ઘરની ગોઠવણ તૈયાર થયા પછી કહેશો તો તેઓ મુંબઇ આવી તમને તેડી જશે, અને ગામમાં આવ્યા બાદ તેઓ આપની દેખરેખ રાખશે તથા આપને અનેક રીતે સહાયભૂત થશે.

આપ લખો છો કે મહોલ્લાના અને જાતના લોકોને સદ્ભાવ નથી, હશે. મોહનભાઇ જ્યારે નોકરી કરતા હતા અને સારો પગાર કમાતા હતા ત્યારે જ્ઞાતિજનો જોડે તેમને જોઇએ તેવો સદ્ભાવ ન્હોતો; પરંતુ, આપની આવી અવસ્થામાં ગામમાં ગયા પછી તે લોકો આપની સાથે અસદ્ભાવ રાખે અને પહેલાંની માફક વર્તે એ બનવા જોગ નથી, એમ હું માનું છું. મારી ખાતરી છે કે તેઓ તે પ્રમાણે નહિ વર્તે, કારણ કે, ઘણાને હું જાણું છું અને ઓળખું છું. આ ઉપરાંત જ્યારે મોટાભાઈ આપની દેખરેખ રાખવા કબૂલ થશે ત્યારે ગામના કોઇપણ માણસની તાકાત નથી કે તેઓ આપની સાથે કઠોર વર્તન ચલાવે.

આપ ૨૫—૩૦ રૂપિયામાં મુંબઇ ખરચ ચલાવવા તૈયાર થાવ છો, એ સારી વાત છે; પણ ગામમાં એટલી રકમ ભર્યો ભર્યો થઇ જશે અને ખર્ચ ખૂટણ ઘણી સારી રીતે ચાલશે. વળી આપ ધારી શકશો તો બે પૈસાનો બચાવ પણ થઈ શકશે.

આ ઉપરાંત બીજી બધી વાત જવા દઈએ તોપણ—મુંબઈ જેવા અફાટ શહેરમાં કોઈ દેખરેખ રાખે એવું ઘરનું અને તનનું

માણસ ન હોય તો રહેવું, એ ઠીક નથી. મુંબઈમાં હજાર પ્રકારનાં પ્રલોભનો માણસના મનને અવળે માર્ગે દોરી લે છે. વિપદ્ આપદ, રોગ વ્યાધિ સઘળાને આવે છે. આપ દૈવજોગે કોઈ આપત્તિમાં આવી પડયાં કે તમારાંમંથી કોઇની તબિયત બગડી આવી તો આપની સંભાળ લેનાર કે દવાદારૂ કરનાર કોણ છે? આવી નિરાધાર અવસ્થામાં મુંબઇ એકલાં પડી રહેવું, એ શું ઠીક છે? ગામમાં મ્હોંની શરમ છે. જ્ઞાતિજનોને પણ અડી ઓપડીએ, લોક લાજે પણ કામ કર્યા વગર છૂટકો નહિ. મુંબઈની વાત જૂદી છે. ત્યાં કોઇ કોઈનું નહિ. સહુ પોત પોતાના કામ ધંધામાં મશગુલ.

આપ મને પારકો આદમી ગણતાં નથી. આપને હું મારાં સગાં બ્હેન ગણું છું, માટે હું અતિ સંકોચથી એક વાત આપને લખું છું, એમાં માઠું લગાડતા ના કે મને મિથ્યા દોષ આપતા નાં. આપ વિધવા યુવતિને લઇ મુંબઇમાં એકલાં રહેવાનું સાહસ શા માટે કરો છો? આપ કહેશો કે શું ગામડામાં પ્રલોભન નથી? શું ગામડામાં આડે માર્ગે જવાનો સંભવ નથી? છે, પણ મુંબઇના જેવો નહિ. મુંબઇમાં ડગલે ને પગલે જે વાતનો ભય રહે છે, તેવો ભય ગામડામાં ઓછો. મોહનભાઇએ આપને સંસાર વ્યવહારની બાબતથી કેવળ અણજાણ તો નહિજ રાખ્યાં હોય? મને પોતાને તો એમ લાગે છે કે આપના જેવાં બુદ્ધિમાન સ્ત્રી વિધવા કન્યાને લઈ ગામમાં અને પોતાના મહોલ્લામાં રહેનો કોઇ પણ પ્રકારનું અમંગલ થવાની ચિંતા ઓછી ર —એવી અમંગલ આશંકા ઉત્પન્ન થવા પામે પણ નહિ. બ્હેન! મારા કહેવાથી માઠું લગાડતાં ના. હું

આપને અને મોહનભાઈને મારા પોતાના ભાંડુ ગણું છું તેથીજ આ પ્રમાણે લખું છું, નહિ તો મને એ પ્રમાણે લખવાનું કંઈ કારણ નથી.

મેં જે લખ્યું છે તે બાબતને। આપ પૂર્ણ વિચાર કરજો અને આપ જે યોગ્ય નિશ્ચયપર આવો તે મને લખી જણાવજો; હું તે પ્રમાણે બંદોબસ્ત કરીશ. મારા આ પ્રમાણે લખવાથી, એવું મનમાં ન લાવતાં કે આપ મારી વાત અમાન્ય કરી મુંબઈ રહેવાનો નિશ્ચય કરશો, તો મેં જે મદદ કરવા કહી છે, તે હું નહિ કરૂં, એવું કદિ પણ મનમાં લાવતાં ના. મને જે લાગ્યું, આપને માટે મને જે ફાયદા-કારક અને મંગલકારક ભાસ્યું તે જણાવવું એ મારૂં કર્તવ્ય છે એમ જાણી ઉપલી બીના લખી છે એજ."

આટલું લખવા છતાં મોહનની સ્ત્રીએ પોતાનો વિચાર બદલ્યો નહિ. પોતાનો સ્વામી કારાગૃહમાંથી મુકત થાય ત્યાં સુધી મુંબઇમાં રહેવાનો નિશ્ચય કર્યો. દીનેશે આ પછી કંઈ લખ્યું નહિ, માત્ર પ્રતિમાસે ૩૦ રૂપિયા મોકલવા લાગ્યો.

## ૫.

ગીરગામ ઠાકોરદ્વારના રસ્તાપર હીરાલાલ નામના એક ભદ્ર પુરૂષ રહેતા હતા. સદર રસ્તાપર તેમનું ન્હાનકડું મકાન હતું. મકાન તેમણે પોતે બંધાવ્યું નહતું. રાલી બ્રધર્સમાં ૨૦ રૂપિયાના પગારે તેઓ કારકુની કરતા હતા. તેમાંથી પોતાનો ખિસ્સા ખર્ચ અને પાન સોપારીનું ખર્ચ કાઢવું મુશ્કેલ થઈ ક્તું, તો, મુંબઈ જેવા શહેરમાં એટલા પગારની આવકમાં ઘર બાંધ , એ બને કયેમ ? ઘર

તો તેમની પૈતૃક સંપત્તિ હતી. હીરાલાલના પિતા સંસાર વ્યવહારમાં કુશળ હતા. તેઓને ૨૦૦ એકનો પગાર હતો, તેમ તેવું ખર્ચ પણ હતું, છતાં એક વ્યસનમાં સપડાએલા દક્ષણીને કુવામાં ઉતારી ઠાકોરદ્વારમાં ઘર સંપાદન કરી લીધું હતું. રાલી બ્રધર્સમાં હીરાલાલને ઠેકાણે પણ તેમના પિતુદેવેજ પાડયા હતા. તેમ કરવામાં પણ ઝાઝી મહેનત પડી હતી, કારણ કે, હીરાલાલ પર વિદ્યાદેવી એવાં તો સંતુષ્ટ હતાં, કે, અંગ્રેજી ચોથા ધોરણ સુધી તેમનું કામ સડસડાટ ચાલ્યું. ત્યાર પછી વિદ્યાદેવી ક્રુદ્ધ થયાં કે શું ? કોણ જાણે ! પણ ત્યાર પછી તેમનું ગાડું ત્યાંજ અટકી રહ્યું. કયેમે કર્યું આગળ ચાલે નહિ. આખરે લાગવગથી રાલી બ્રધર્સમાં ઠેકાણે પાડયા. ચોથા ધોરણ સુધી અભ્યાસ કરેલાને માટે ૨૦ રૂપિયાની નોકરી અને તે પણ એક સારી ઓફીસમાં, એ ન્હાની સૂની વાત નહતી. આઠ વર્ષ પછી હીરાલાલના પગારમાં વધારો થયો. ૨૦ ના ૨૫ રૂપિયા પગાર થયો અને વધતે વધતે ૩૦ રૂપિયા સુધી પહોંચ્યા. આ વખતે તેના પિતાશ્રી પરલોકની મુસાફરીએ ગયા. પૈતૃક સંપત્તિમાં હીરાલાલને એક તો ઘર મળ્યુ અને તે ઉપરાંત કુટુમ્બી જનોનો પોષણ કરવાનો બોજો. હીરાલાલની મા તો તેના પતિના પ્હેલાંજ સ્વર્ગે સિધાવી હતી. ઘરનાં માણસોમાં હીરાલાલનો એક પુત્ર, હીરાલાલની સ્ત્રી, એક સાળો અને વિધવા સાળી હતી. આ વિધવાને કંઈ સંતાન નહતું. તે હીરાલાલની પત્નીની વડિલ ભગિની હતી. આ બધાંનું ખરચ કાઢતાં હીરાલાલનો જીવ ઉંચે આવતો. સદ્‌ભાગ્યે ઘરનું ભાડું નાડું થોડું આવતું હતું, એટલે જયેમ તેમ ગુજારો ચાલતો હતો, પણ

હીરાલાલ પડયા પકકા મુંબઇગરા એટલે એમનો ખર્ચ કરકસરની સીમા વટાવી જતો હતો.

હીરાલાલનો પગાર ટૂંકો હતો, અને એમાં પાંચ જણ ખાનાર હતા. ખાવાનો ખર્ચ તો ચાલે વળી ભાડામાંથી પણ આવક થતી હતી; પરંતુ, મુંબઇગરાને બીજું થોડું ઘણું ખર્ચ હોય હોયને હોયજ. આજે નાટક તો કાલે સિનેમા. વળી ઘરવાળા એટલે જરા આબ્રુ પણ ખરી, માટે, એને અંગે પણ થોડો ઘણો ખર્ચ થતો હતો. પુત્ર એકનો એક એને લાડપાન લડાવવા જોઇએ. વળી સાળાની પધરામણી. એમને બે વખત ન્હા પાણી જોઇએ. તે ઉપરાંત પાન સીગારેટ તો જોઇએજ, એમાં કંઈ ના કહેવાય નહિ. હીરાલાલને પણ આ જોઈએ, તે જોઈએ, અમુક જોઈએ તમુક જોઇએ એમાં પણ ખર્ચ થતો હતો. હીરાલાલમાં બીજી કળા હતી તેથી તેઓ મહિને દહાડે બે પૈસા ફૂટી કાઢતા હતા. પરંતુ જીવના ઉદાર એટલે પૈસા કયાં જતા હતા અને કયેમ ખર્ચાતા હતા, તેનો હિસાબ હીરાલાલ આપી શકતા નહિ. અમે કદાચ આ હિસાબ આપી શકીએ પણ હીરાલાલ જેવા સારા માણસની નાલેશી થાય, એટલુંજ નહિ, પણ વાંચનાર અને વાંચનારીઓ કહેશે કે લેખક ભદ્રતા અને અશ્લીલતા સંભાળતો નથી, માટે અમે પણ તે હિસાબ આપતા નથી.

શાસ્ત્રમાં લખ્યું છે કે "नराणम् मातुल क्रमः" અર્થાત્ કે માણસમાં મોશાળ પક્ષના ગુણ વ્હેલા આવે છે. તે પ્રમાણે હીરાલાલના જયેષ્ટ પુત્ર સુંદરલાલમાં તેના મામા માણેકલાલ ઉર્ફે

મકાભાઈના ગુણ પૂર્ણપણે ઉતરી આવ્યા. વળી પિતાના સુદૃષ્ટાંતનું અનુકરણ કરી તેમણે સોળમે વર્ષે શાળા છોડી. પાંચમાં ધોરણ સુધી તેમની મજલ પહોંચી હતી. એટલી કેળવણી તેમને માટે બસ્સ હતી. પિતાએ ચાર ધોરણ પુરાં કર્યાં હતાં, પુત્રે એક ધોરણ વધારે કર્યું. બુદ્ધિવાન અને જ્ઞાનવાન પિતાએ "प्राप्ते तु षोडशे वर्षे पुत्रमित्र समाचरेत् ॥" એ મહાવાક્યના સન્માનની રક્ષા માટે પુત્રને એક અક્ષર પણ કહેતા નહિ, એટલુંજ નહિ, પણ मित्र समाचरेत् । પ્રમાણે વર્તતા હતા.

હીરાલાલના સાળાએ-કહોને કે મકાભાઇએ પોતાના ગામની શાળામાં ત્રણ ધોરણ સુધી પાકો અભ્યાસ કર્યો હતો. જ્યારે તેમની મોટી બ્હેન તેમને લઇ મુંબઇની જાત્રાએ આવી, ત્યાં હમેશનું થાણું કાયમ કરી, પોતાના નાના બનેવીના અન્નને ધ્વંસ કરવાનો અધિકાર મેળવ્યો, ત્યારે તેમને જણાયું કે હવે વધુ અભ્યાસની જરૂર નથી. આ દુનિયામાં ભણેલાજનું ચાલે છે અને વગર ભણેલા આ દુનિયામાં ભૂખે મરે છે, એવું ક્યાં બને છે! કામ જેટલું ભણવું ને ભૂખ જેટલું ખાવું, એ તેમનો સિદ્ધાંત હતો. વધારે ભણવાથી નાહક ભેજાંનો ભુસો થઇ જાય છે અને શરીર બગડી જાય છે, એવું મકાભાઈનું માનવું હતું. તેઓ વળી વધારામાં કહેતા હતા કે બેટા અંગ્રેજે પોતાની ચોપડીઓ ખપે એટલા માટે આ ભણવાનું બધું શોધી કાઢ્યું છે. આગળ મોટા વજીર અને અમલદારો ક્યાં ભણવા જતા હતા? ખાવાને બનેવીનું અન્ન હતું, ખર્ચ કરવાને મોટી બ્હેન પાસે નગદ નાણું હતાં, આવો સુયોગ મળતાં

તેમણે લાલાગીરી શરૂ કરી અને પાંચ દશ જણ એકઠા કરી આવ હરખા તો આપણે બધા સરખા, એવા મંડળનું અગ્રેસરત્વ લીધું. સુંદરલાલ પણ મામાના આવા ઉત્તમ આદર્શનું અનુકરણ દ્રઢતાથી કરવા લાગ્યો.

હીરાલાલની ભદ્રતાનો આટલો પરિચય બસ્સ છે, એમ કેટલાકને લાગશે, પરંતુ, આ ઉપરાંત એક બે બીના જાણવી આવશ્યક છે; કારણ કે, તે જાણ્યા વગર કેટલીક અસંપૂર્ણતા રહી જવાનો ભય રહે છે, માટે અમારી અનિચ્છા છતાં બે એક વાત જણાવીએ છીએ. હીરાલાલના ગૃહલક્ષ્મીની લાંબી હકીકત લખવા અમે ઇચ્છતા નથી. માત્ર ટૂંકમાં જે કંઇ કહીએ છીએ તે બસ્સ છે. શરીરે તેઓ સ્થુલ હતાં. મ્હોં ગોળમટોળ, ગાલ ભરાવદાર અને નાક મ્હોંના પ્રમાણમાં સ્હેજ ન્હાનું હતું. તેઓની આંખ દુર્વાસાના જેવી ક્રોધિષ્ટ લાગતી હતી અને તેઓ જીભથી બધાનાં પર હુકમ ચલાવતાં હતાં. અર્જુનને જ્યેમ ગાંડીવ હતું, પરશુરામને જ્યેમ ફરસી હતી, ભીમને જ્યેમ ગદા હતી, ત્યેમ હીરાલાલના પટરાણીને ઇશ્વરે જીભ આપી હતી. હીરાલાલના પડોશીઓએ તેનું નામ રણચંડી રાખ્યું હતું. તેમનો કર્કશ કંઠસ્વર પડોશીઓને ઘણીવાર સંતાપ આપતો હતો અને જ્યારે હીરાલાલ ઓફિસથી મોડે આવે કે કોઈ વખત જરા છાંટો પાણી લઇને આવે, ત્યારે રણચંડિકાનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠતો હતો અને જાણે અસુરોનો સંહાર કરવા ચંડિકા રણસંગ્રામમાં ઉતરી હોય, એવો દેખાવ થઈ રહેતો. તે રાત્રે પડોશીઓને નિદ્રા મળતી નહિ; સારી રાત યુદ્ધ ચાલતું.

હીરાલાલનું ઘર બે મજલી હતું. હેઠળ રસ્તાપર એક માર-વાડીની મીઠાઇની દુકાન હતી. અડોઅડ જે ઓરડી હતી તેમાંની એકમાં બાકાભાઇની ક્લબ હતી અને જોડેની ઓરડીમાં સામાનસૂમન હતો. બાકીની બે ઓરડીમાં ભાગીરથી અને તેની મા રહેતાં હતાં. બાજુમાં બાકાભાઇની બ્હેન રહેતાં હતાં. ઉપરના ભાગમાં બાકુત રહેતા હતા અને બાકીનો ભાગ વપરાશમાં હતો.

જ્યારે ક્લબમાં મેમ્બરો એકઠા થતા અને કોન્સર્ટ પાર્ટી થતી હતી અને તેમાં રણચંડીનો કર્કશ સ્વર મળતો હતો, તેવારે જોવા જેવો દેખાવ થઇ રહેતો હતો. ગામમાં કોઇને ઘેર લગ્ન વખતે પણ એવી ધામધુમ નહિ થતી હોય! પડોશીઓ એવા તો બેકદર હતા કે આ મફતની મજાહને માટે હીરાલાલ ને બાકાભાઇનો ઉપકાર માન-વાને બદલે તેઓ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને અરજી કરવા તૈયાર થયા હતા. હોય, દુનિયામાં કદરદાન માણસો થોડાં હોય છે.

ગમે તેમ, જે મકાનમાં ભાગીરથી અને તેની મા રહેવા આવ્યાં હતાં, તે આ પ્રમાણે હતું. તેમાં રહેનારા પણ વાંચક જોઈ લીધાં કે કેવાં હતાં?

૬.

અમારા વાંચનારામાંના કેટલાકને પ્રશ્ન થશે કે ભાગીરથી અને તેની મા, બીજા બધાં મકાનો મૂકી, આ મકાનમાં શી રીતે આવ્યાં? શું મુંબઇમાં બીજાં મકાનોની ખોટ હતી કે ઓરડીઓનો દુકાળ પડયો હતો? અહીં આવવાને શા કારણો હતાં તે અમને અવગત નથી, માત્ર એક અમે જાણીએ છીએ અને તે એ કે હીરાલાલને

અને મોહનને થોડું ઘણું ઓળખાણુ હતું. હીરાલાલ વખતો વખત મોહનને ઘેર આવતો જતો હતો અને એટલા માટેજ કદાચ હીરાલાલે પોતાના મિત્રની પત્ની અને કન્યાને પોતાને ત્યાં રાખવા લઈ આવ્યો હોય ? અહીં આવ્યા પછી મોહનની સ્ત્રીએ દીનેશરાયને એક પત્ર લખ્યો હતો. એ પત્ર વાંચીને દીનેશને એવો ખ્યાલ ઉત્પન્ન થયો હતો કે મોહનની સ્ત્રી અને કન્યા કોઇ ગૃહસ્થના ઘરમાં રહેવા ગયાં છે. આથી તેને એક પ્રકારની જે ચિંતા થતી હતી તે કંઈક ઓછી થઈ હતી; છતાં તેના મનમાં એક પ્રકારની ખણુખણુ રહેતી હતી, કે મોહનની સ્ત્રીએ મુંબઈ રહેવામાં એક પ્રકારની ભૂલ્ય કરી છે. ભૂલ્ય નહિ તો એક પ્રકારની મૂર્ખતા કરી છે, એમાં કંઈ શક નથી. કોણુ જાણે શાથી તેના મનમાં એક પ્રકારનો દગદગો રહેતો અને તેના મનમાં એક જાતની શંકા થઇ આવતી હતી. હીરાલાલના મકાનમાં મોહનની સ્ત્રી રહેવા આવ્યા બાદ બે ત્રણુ મહિના પછી દીનેશે તેમને એક પત્ર લખ્યો હતો; તેમાં તેણે સ્પષ્ટ જણાવ્યું હતું કે તેમના મુંબઈમાં વસવાટને લીધે એક પ્રકારની ચિંતા થાય છે અને ત્યાં રહેવું એ ઠીક લાગતું નથી. એજ પત્રમાં વળી વધારામાં જણાવ્યું હતું કે જ્યાં સુધી મોહન છૂટી આવે નહિ, ત્યાં સુધી તેઓ સુરત આવીને રહે તો કંઈ વાંધા જેવું નથી. એમ કરવાથી એક પ્રકારની ચિંતા ઓછી થશે. વળી તેણે લખ્યું હતું કે "આપના ભરણુ પોષણુનો ભાર મ્હેં મારે માથે વ્હોરી લીધો છે. જ્યાં સુધી મારો બાલબંધુ કારાગૃહમાંથી છૂટી આવશે નહિ, ત્યાં સુધી તમારી સર્વ પ્રકારની ભરણુપોષણુની દેખરેખ હું રાખીશ,

એવી મેં પ્રતિજ્ઞા કરી હતી. એ પ્રતિજ્ઞા કર્યા પછી આપના સ્વામી નિશ્ચિંતપણે આવેલી આફત વ્હોરવા તૈયાર થયા હતા. મુંબઈમાં તમારી શી સ્થિતિ છે? તમે સુખી છો કિંવા દુઃખી છો, આપને કોઈ વાતની હરકત તો નથીને, વિગેરે જાણવાનો ઉપાય નથી. આપ સર્વનું શરીર કયેમ રહે છે? વખતે માંદાં સાજાં થાવ તો ત્યાં શું થાય, તેની પણ ચિંતા થાય છે. માત્ર મહિને મહિને ખરચ મોકલવામાં મારૂં કર્તવ્ય સમાપ્ત થાય છે, એમ મારૂં માનવું નથી. જ્યાં સુધી મારો મિત્ર કારાવાસમાં છે, ત્યાં સુધી તમારા સારા નરસાને માટે, થોડો ઘણો જુમ્મેદાર, હું પોતાને લેખું છું. ત્યાં આપની ગમે તેવી સગવડ હોય પણ તેથી મારૂં મન માનતું નથી. અહીં રહો તો તમને કોઈ પણ પ્રકારની અડચણ પડશે નહિ. અહીં મારા ઘરના માણસો તમને પોતાનાં સગાં ભાંડુ ગણી આદર સત્કાર કરશે. બ્હેન! અહીં આવશો તો તમને કોઈ પણ પ્રકારે ઓછું આવવા દઇશું નહિ. જો આપને મારા મકાનમાં રહેવાને માટે વાંધો હોય, તો પડોશમાં એક ન્હાનકડું મકાન ભાડે રાખીશું. તમને જે પ્રકારે સુખ અને સગવડ થાય તે પ્રમાણે અહીં બંદોબસ્ત કરીશું. ટૂંકામાં બ્હેન! કહેવાનું એટલું કે જ્યાં સુધી મારા ભાઈ છૂટીને આવે નહિ ત્યાં સુધી તમારે અહીં રહેવું, એજ ઉત્તમ માર્ગ છે. એથી કરીને મને જે આશંકા રહે છે, તે ટળી જશે અને તમને પોતાને અહીં એવું ગોઠી જશે કે ફરી મુંબઇ જવાનું નામ નહિ લ્યો. બ્હેન! તમે જાણો છો કે પોતાના દેખરેખ વગર સર્વ નકામું. માટે બ્હેન! મારૂં કહ્યું માની તમે

અહીં આવવાનો વિચાર રાખજો. તમે ના કહેતાં ના. મારું કહ્યું પાછું ઠેલતા ના. તમે આવવાનો વિચાર કરી કાગળ લખશો કે તરતજ તમને તેડી આણવાને માટે યોગ્ય બંદોબસ્ત કરીશ."

આ પત્રના જવાબમાં ભાગીરથીની માએ જે લખ્યું હતું તેનો સાર નીચે પ્રમાણે હતો.

"આપને ચિંતા કરવાનું કંઈ ખાસ કારણ નથી. આપ જે કાળજી રાખો છો, તેને માટે અમે આપનાં ઋણી છીએ. હીરાલાલ જેમના ઘરમાં અમે રહીએ છીએ, તે અમારો પુરતો બંદોબસ્ત રાખે છે. હીરાલાલ પણ ભાગીરથીના પિતાના જૂના સ્નેહી છે. હવે, જો તેમનું મકાન છોડી, ત્યાં રહેવા આવીએ તો તેમને ખોટું લાગે અને કદાચ તેમના મનમાં એમ આવે કે અમે શું ઓછી બરદાસ્ત કરતા હતા? તેઓ જે બરદાસ્ત કરે છે, તેનો બદલો પણ વાળી શકાય એમ નથી. તેમને ખોટું લગાડવું એ ઇષ્ટ નથી. આપ તો ઘરના માણસ છો, આપને ચિંતા થાય, એ સ્વાભાવિક છે પણ આપને ચિંતા કરવા જેવું કશું છે નહિ; જો તેવું હોત તો આપને આશ્રયે આવીને રહી હોત."

આ પ્રમાણે જવાબ મળવાથી દીનેશના મનને ખેદ થયો. તેને લાગતું હતું કે મોહનની સ્ત્રી તેનું કહ્યું માનશે, પણ, તેમ થયું નહી. શું કરે? પરાણે કોઇને બોલાવાય છે થોડું? તે માસે માસે ખર્ચના રૂપિયા મોકલતો હતો, તે તેણે જારી રાખ્યા.

૭.

પહેલાં બહુ બહુતો શનીવારે અને રવિવારે કોન્સર્ટ પાર્ટી થતી હતી; પણ, આજ કાલ તો દરરોજ સંધ્યાકાળે કોન્સર્ટ પાર્ટી ભેગી થાય છે. દરરોજ સંધ્યાકાળે ૮–૧૦ જુવાનિઆ એકઠા થાય છે અને ગાનતાન ઉડાવે છે. લગભગ સઘળી જાતના વાદ્યયંત્રો અહીં એકઠા કરેલાં હતાં. તબલા, તાઉસ, દિલરૂબા, તંબુરો, મંજીરા, પેટી, વિગેરે દૃષ્ટિએ પડે છે. માકાભાઇએ પોતે ઉસ્તાદનું સ્થાન ગ્રહણ કર્યું છે. જ્યારે ઘણાં ખરાં વાદ્યયંત્રો સાથે વાગે છે, ત્યારે કોન્સર્ટ પાર્ટી ભેગી મળી છે, એવો ભાસ થતો નથી, પરંતુ, જાણે વિકટોરિયા ગાર્ડન્સમાંના સઘળાં પશુઓ સાથે બરાડતાં અને આરડતાં હોય એવો ભાસ થાય છે.

માત્ર વાદ્યયંત્રથીજ પતતું નથી. આ કલબના માણસોને સંગીતનો પણ અપૂર્વ શોખ છે. આ કલબનો દરેક મેમ્બર સંગીતાલાપ કરી શકે છે. તે મિજલશમાં જે સંગીતાલાપ થતો હતો તે કેવળ ભદ્રસમાજમાં નહિ, પણ થીએટરમાં પણ કદિ સાંભળમાં આવતો નથી. કદાચ લાવણીવાળા તે કદિ કદિ ગાય છે, એમ લોકો કહેતા હતા. આ મંડળમાં નરહર કરીને એક યુવક હતો તે દિલરૂબા સારી રીતે વગાડી જાણતો હતો. તે મંડળમાં તેની જોડીનો કોઇ હતો નહિ. ભગવાને તેને કંઠની બક્ષિસ આપી હતી. તેના ગળામાં મીઠાશ હતી; પરંતુ, તેને તાલ સુરનું જ્ઞાન આછું ન હતું. જ્યારે તે કહેતો કે "ચુપ રહો ભાઈ હું જરા યમન કલ્યાણ છેડું છું, ત્યારે તેના કંઠમાંથી જે સ્વર લહરી ઉઠતી તેની સાથે યમન

કલ્યાણને શો સંબંધ છે, તે જાણવું ખુદ તાનસેનને પણ અસાધ્ય હતું. ગમે તેમ, તેના કંઠની મિઠાશ સ્હામા આદમીને મુગ્ધ કરે તેવી હતી. જ્યારે તે ગાતો અને ગાતાં જરા ભૂલ થતી કે ઉસ્તાદ માકાભાઈ ગર્જી ઉઠતા કે "અરે આ ક્યાં યમન કલ્યાણ છે આ તો ભૈરવી છે ભૈરવી. યમન કલ્યાણ તો આમ ગવાય," એમ કહી ડાબા હાથની હથેલીપર જમણા હાથની હથેલીથી તાલ આપી ભૂલ્ય સુધારતો હતો.

આ પ્રમાણે રાતના દશ અગિયાર સુધી ગાનતાન ચાલતું હતું. ૮–૯ બૉક્સ સીગારેટ ભસ્મીભૂત થતી હતી. પચીશેક પાનની બીડીઓ ચવાઈ જતી હતી. સંધ્યા કાળે જ્યારે જરા સુસ્તી લાગતી, તે વખતે સુસ્તી ઉરાડવાને માટે ૯–૧૦ કપ ચ્હા ઉડતી હતી. પ્રથમ તો આ ચ્હા, પાસેના આર્ય પથિકાશ્રમમાંથી મંગાવવામાં આવતી, કારણ કે મુંબઇમાં ચ્હાવાળાની દુકાનો કીડી મંકોડીની પેઠે ઉભરાઇ જાય છે. હિંદુઓ એકલા પૂરા પડતા નથી માટે બમનુ ઇરાનીની પણ મદદ લેવામાં આવે છે. ગમે તેમ, પણ ચ્હા હવે બ્હારથી મંગાવવાની બંધ કરવામાં આવી હતી. અને ઘરમાંજ તે બનાવી લેવામાં આવતી. માકાભાઇની કે સુંદરલાલની બન્નેમાંથી એકની હિંમત રણચંડીને આ સૂચના કરવાની થતી નહિ; પરંતુ, આ કામમાં માકાભાઇની મોટી બ્હેન મદદ કરતી હતી. થોડા દહાડા ગયા પછી આ કામમાં ભાગીરથીએ મદદ કરવાનો આરંભ કર્યો. એક દિવસ ચ્હાનું ગરમ પાણી રેડતાં રેડતાં માકાભાઈની મોટી બ્હેનનો હાથ દાઝી ગયો. આ જોઇ ભાગીરથીનું કોમળ હૈયું કાંપી ઉઠ્યું. તે બોલી: "મોટી માસી! તમે આ બધી તકલીફ શા માટે ઉઠાવો છો?

બગ્યું, મારે શું કામ છે ? જૂઓને, આખો દહાડો હું બેસી રહું છું. લાવો, હું તમને કામ કરવા લાગું. મામાને અને તેમના ભાઈબંધ માટે ચ્હા હું કરી આપું, તમે શું કામ બધી માથાકુટ કરો છો ?"

માકાભાઈની મોટી બ્હેન બોલીઃ—"ના, બ્હેન, તારાથી શું થાય ? તું હજી ન્હાની છે. તારે કની તો આ તરફ આવવું પણ સારૂં નહિં. એ લોકોની સાથે તને ન ફાવે. નાદાનની ટોળી. એની સાથે તારે ન પાલવે. મુઆ, કામ ધંધા વગરના નફરખંદા માણસો ! હું બધું કરી આપું એવી છું. તારે કંઈ કરવાની જરૂર નથી. સમજી?"

"ના, માસીબા, એમ કયેમ કહો છો ?" ભાગીરથી બોલીઃ— "મામા છે, સુંદરભાઈ છે, એમને માટે ચ્હા મુકતાં, શું હું ઘસાઈ જાઉં છું ? મારે ક્યાં બીજાને માટે કરવી છે ? હું તો મામા ને સુંદરભાઈને માટે કરૂં છું. એમાં શું થઇ ગયું? જુઓ, તમે સંધ્યાકાળે પરવારતાં પણ નથી. તમારે દેવદર્શન જવાનું પણ રહી જાય છે. કથામાં પણ જવાતું નથી. કરારે તમે કની કાલ્યથી કથામાં જજો. ગરમ પાણી ઉકાળવું છે, એમાં શું બગ્યું છે ?"

આ વાતચીતના બીજા દિવસથી ભાગીરથી કોન્સર્ટ પાર્ટીના યુવકોને માટે ચ્હા કરી આપવા લાગી. જે ઓરડીમાં મેમ્બરો બેસતા તેની બાજુની ઓરડીમાં સામન સૂમન રહેતો હતો, એ અમે આગળ જણાવ્યું છે. આ ઓરડીમાં એક સ્ટવ લાવી મૂકવામાં આવ્યો અને ચ્હાના પ્યાલા, રકાબી પણ ગોઠવવામાં આવ્યા. આ ઓરડીમાંનું એક બારણું કોન્સર્ટ પાર્ટી બેસતી તે ઓરડીમાં પડતું હતું. પ્રથમ તો

આ બારણું બંધ રહેતું પણ જ્યારથી ચ્હાનું કારખાનું સ્થાપન
કરવામાં આવ્યું, ત્યારથી તે દ્વાર ખુલ્લું રાખવામાં આવ્યું હતું
માત્ર એક ઝીણો પડદો બારણામાં નાખ્યો હતો. આ ઓરડીમાં બેસ
ભાગીરથી ચ્હાની તૈયારી કરતી.

પ્રથમ પ્રથમ તો ચ્હા થાય કે સુંદર કે માકાભાઈ આવીને
ચ્હાના પ્યાલા લઇ જતા હતા; પણ, પાછળથી કોઇ કોઈ વખત
ભાગીરથીને એ કામ પણ કરવું પડતું હતું. મેમ્બરોમાંના કેટલાક અ
ગરમ ચ્હા, અને દુધ સાકર ઉદરસ્થ કરી, સુસ્તી ઉરાડી, એક પ્રકા
રનું વાકૂવિષ પેટમાંથી બ્હાર કાઢતા હતા. વળી અશ્લીલ સંગીત
અશ્રાવ્ય રસિકતા, અવકતવ્ય ઠઠ્ઠા મશ્કરી ઉડતી, તેનું ગરલ
અઢાર વર્ષની વિધવા યુવતિને કાને પડતું. આ વિષપાનની શી અસ
તેના મનપર થતી હતી, તે આ લેખકની કલમ ચિતરી શકવા સમર્થ
નથી. ભાગીરથીની માના મનમાં એમ આવતું કે છોકરી જરા કાં
લાગે છે તેથી તેનો જીવ છુટો થશે. આખો દહાડો અંધારી કોટડીમ
બેસી તેનો જીવ મુઝાઈ જાય છે, તેના કરતાં બે ઘડી કામમાં લા
તો શું ખોટું, એમ કરી મન વાળતી હતી. એક દિવસે માકાભાઈ
મોટી બ્હેન–ભાગીરથીની માસી, કથામાંથી વ્હેલી આવી જુવે તે
ભાગીરથી કલબની બાજુની ઓરડીમાં બેઠી બેઠી ગાન સાંભળે છે
તેને જોતાંજ તે બોલી:—"જા, ભાગીરથી અહીં બેસવું એ સા
નહિ. છોકરાંઓ એકઠાં થઇ ગમે તેમ બોલફેલ બોલે, એ બેસી
સાંભળવું એ ઠીક નહિ. અહીં તારે શું કામ છે? જા, બે
ઉપર જા."



ક્વચિત્ પરદો દૂર કરી તે સુંદર યુવકને એક ટશથી નિહાળતી. પૃ. ૩૧.

આ સાંભળી ભાગીરથી ત્યાંથી ચાલી ગઈ. પણ પાછું જોયું કે માસી ઉપર ગઇ છે કે તરત તે ઓરડીમાં પાછી ફરી અને આંખ ચોરાની ગાયન સાંભળવા લાગી. તે નરહરનો સુંદર ચ્હેરો, વરણાગીઓ પોશાક, મધુર કંઠમાંથી નીકળતું ગાન, તેના હૃદયને ગલીપચી કરતું હતું. તે ધીમેથી ગાતો કે—

"કંઈ ચેટક લગાડી રસીલી,
કર્યો ઘેલો મને તેં છબીલી.
કાળજડું કોરી, તેં ચીતડુંજ ચોરી,
કેદી બનાવ્યો રંગીલી"—૧.

વળી તે દીલરૂબા સાથે ગાતો કેઃ—

"નકકી આ તો કોઈ દીસે મનમોહન સુંદરી
મૃગાક્ષી એક રંભા, સુવદના ઉતરી"—નકકી.

ભાગીરથી પૂર્વ સ્થાને આવી બેસી, અતૃપ્ત હૃદયે તે મધુર સ્વર લહરીનું ગરલ પાન કરતી, કવચિત પરદો દૂર કરી તે સુંદર યુવકને એક ટશથી નિહાળતી. યુવક પણ તિરછી આંખે તેના સ્હામું જોઇ કોઇ વખત નયન નચાવતો અને બોલતો કેઃ—

"નિગાહે યારકી બિજલી ઉધર ચમકી ઈધર તડપી"

સાંભળી ભાગીરથી સ્હેજ હસતી.

આમ કોન્સર્ટ પાર્ટી દિવસો દિવસ પૂર જોસમાં ચાલવા લાગી અને એક યુવાન વિધવા પ્રલોભનની સીડીના એક પગથિયાપરથી બીજે પગથીએ ચઢવા લાગી.

૮

માકાભાઈની મોટી બ્હેન પાસે થોડો જીવ હતો. રોકડ નાણું પણ થોડું ઘણું હતું. તે વિધવા હતી અને તેને કંઈ છૈયું છોકરૂં નહતું. સાસરામાં તેને એક દિયર હતો અને દિયરને એક છોકરો અને એક છોકરી હતાં. જો તેણે ધાર્યું હોત તો તેના સાસરામાં તેનો નિભાવ સારી રીતે થઈ શકત—નિભાવ થઇ શકત એમ શા માટે? તેની પ્રકૃતિ મધુર હતી, તે ધર્મપરાયણ હતી, તેથી સાસરામાં ઘણા માનથી તે રહી શકી હોત. ત્યાં તેનો આદરસત્કાર પણ ઘણો સારી રીતે થયો હોત; પરંતુ જો તેમ કર્યું હોત તો આ ભવસાગરમાં માકાભાઈ તારા વગર તણાઈ મરત ને કોઇ તેમની સંભાળ લેત નહિ. આ કારણને લીધે તે પોતાને પિયર રહેતી અને માકાભાઇને મોટો કરી ઉછેરતી હતી. માકાભાઇના પિતા થોડી ઘણી જરજમીન મૂકી ગયા હતા, તેમાંથી બે જણનું ભરણ પોષણ થઈ શકે તેમ હતું. ગામડા ગામમાં માકાભાઇએ જેમ તેમ પ્રાઇમરી સ્કુલમાં અભ્યાસ પૂરો કર્યો. તેમને ભણાવીને ચતુર કરવા માટે તેની મોટી બ્હેન મુંબઈ લઈ આવી અને ત્યાં તે પોતાના બનેવીને ત્યાં રહેવા લાગી. ત્યાં તેને ખાધાખર્ચ કંઈ બેસતો નહિ. ભાડું પણ ન જેવું આપતી હતી; પરંતુ માકાભાઇનાં કપડાં લત્તાં વગેરેનો ખર્ચ તેને થતો હતો. દેશમાં જમીન બમીનની જે આવક થતી હતી તેમાંથી મુંબઇનો ખર્ચ નીકળે થોડો? માટે એ આવક ઉપરાંત જે ખર્ચ થતો તે પોતે પોતાના પૈસામાંથી આપતી હતી. દર માસે તેને એ

પ્રમાણે પોતાના ખાનગી પૈસામાંથી થોડો ઘણો ખર્ચ કરવો પડતો હતો.

માકાભાઇ ભણવામાં કેવા કુશળ નીકળ્યા, તે વાત અમે આગળ ઉપર અમારા વાંચકોને જણાવી છે. ભણવામાં તો ભાઈ હોંશિયાર નીકળ્યા નહિ, એ ઠીક, પણ ખર્ચ કરવામાં તેઓ હોંશિયાર નીકળ્યા. માકાભાઇનું દિનપ્રતિદિન ખર્ચ વધવા લાગ્યું. તેની મોટી બ્હેન તેની ન્હાની ઉમરને લીધે તેને કંઇ ઝાઝું કહેતી નહિ. વળી માકાભાઇને બાપ, મા, કોઈ હતું નહિ; એકનો એક ભાઇ, તેને વધારે શું કહે? જે કરે તે સહન કરતી. કોઇ વખત તે તેને કહેતી કે:—"જો માકુ! મારી પાસે બા કેટલા પૈસા છે! કંઈ કુબેરનો ભંડાર તો નથી ને! તું સંભાળીને ખર્ચ કરીશ તો તને લાભ છે; જો તું વગર વિચાર્યું ખર્ચ કરીશ તો તને નુકશાન છે. આગળ ઉપર તારૂં શું થશે? મારે તો હવે બહોત ગઈ થોડી રહી, પણ તારે તારો વિચાર કરવો." આ પ્રમાણે તેની મોટી બ્હેન ઉપદેશ કરતી ત્યારે તેને અભિમાન આવતું. તે રોષ કરતો અને મોઢું ફુગરાવી બેસતો. ખાવાનું ખાતો નહિ ને ત્રાંગાં કરતો. મોટી બ્હેનથી આ સહન થતું નહિ. તે આખરે બે ચાર રૂપિયા ખર્ચ કરવા આપતી અને તેને મનાવતી. આમ કરવાથી છોકરાનું ભવિષ્ય બગડે છે, એ તે જાણતી નહિ. જ્યારે તેણે ભણવા કરવાનું છોડી દીધું અને રખડેલ ટોળામાં દાખલ થયો ત્યારે તેની બ્હેનને ઘણું દુ:ખ થયું. તેના મનને માઠું લાગ્યું પણ તે તેને કંઈ શિક્ષા કરી શકી નહિ કે કંઇ કહી શકી નહિ. એક વખત તેનાથી ન રહેવાયું તેથી કંઇક બે વાત કહી, તે પરથી માકા-

ભાઇને એવું ખોટું લાગ્યું કે ન પૂછો વાત. તે રીસાઇને ગુસ્સો કરી ગર્જી ઉઠ્યા કે "તમે જો રોજ રોજ એ પ્રમાણે મારી સતાવણી કરશો તો મારાથી સહન નહિ થાય. હું અફિણ ખાઇને આત્મહત્યા કરીશ, નહિ તો, આંખ્યો ફોડી આંધળો થઈશ" માકાભાઈની આ વાતથી તેની બ્હેનને ખોટું લાગ્યું પણ સાથે ભય પણ ઉત્પન્ન થયો કે નાદાન છે ને કંઈ આડું અવળું કરી બેસશે તો લોકમાં હાંસી થશે અને છોકરો જીવથી જશે. આમ સમજી તેણે તેને કહેવાનું છોડી દીધું. તે મરજીમાં આવે તેમ વર્તવા લાગ્યો. ઘણી વખત તો તેની બ્હેન તે જે માગે તે તેને આપતી, કોન્સર્ટ પાર્ટીનો કેટલોક ખર્ચ તે આપતી હતી. કોઇ વખત રણચંડી આને માટે ઠપકો આપતી ત્યારે તે ઘણી વખત મુંગે મ્હોંએ સાંભળી રહેતી. કંઇ બોલતી કરતી નહિ. કોઇ કોઈ વખત કહેતી કેઃ—"શું કરીએ બ્હેન! એમાં આપણો ઉપાય થોડો છે? કંઈ પાંચ સાત ભાઈ નથી. એકનો એક ભાઈ છે; એવો એવો એ જીવતો રહ્યો તો બાપના ઘરનું નામ છે."

ભાગીરથી માકાભાઈની બ્હેનને મોટી માસી કહેતી હતી. તે પણ ભાગીરથી પર સ્નેહ રાખતી હતી. ભાગીરથી અને તેની માની સઘળી હકીકતથી વાકેફગાર હતી. ભાગીરથીના બાપનો મિત્ર તેમને મુંબઈ રહેવાનો ખર્ચ આપતો હતો, એ વાતની પણ તેને ખબર હતી. ભાગીરથીની માને તે આશ્વાસન આપતી હતી. વખતોવખત તે ભાગીરથીને પોતાની પાસે બેસાડી રામાયણ અને મહાભારતની કથા સંભળાવતી હતી. દર્શન કરી આવ્યા પછી કેટલીકવાર ભાગી-

રથીને તે પોતાની ઓરડીમાં બોલાવી, પાસે બેસાડી વાતો કરતી હતી. ભાગીરથી પ્રથમ પ્રથમ તે રાત સુધી મોટી માસી પાસે બેસી મહાભારતમાંની વાતો રસભેર સાંભળતી પણ કોણ જાણે કયા ખરાબ ચોઘડીઆમાં તેણે તેની કોન્સર્ટ પાર્ટીના મેમ્બરોને માટે ચ્હા પાણી કરી આપવાની માગણી કબૂલ કરી કે તે વખનથી ભાગીરથીના મનમાં ફેરફાર થયો. તેને રામાયણ અને મહાભારતની કથા કરતાં કોન્સર્ટ પાર્ટીના મેમ્બરોના ગાણામાં વધારે રસ પડવા લાગ્યો. તેમની ઠઠ્ઠા મશ્કરી અને હાહા હોહો તેને આનંદદાયક લાગતાં હતાં. આમ આ યુવતિ વિધવાના હૃદયમાં લાલસાનો અગ્નિ ધીમે ધીમે ધીક ધીક કરતો સળગી ઉઠ્યો. તેની મા જોતાં જોઇ શકી નહિ, સમજતાં પણ સમજી શકી નહિ, પરંતુ, તેની મોટી માસી ભાગીરથીના વર્તનમાં ફેરફાર થયો છે, તે કળી ગઈ. તે સમજી કે ભાગીરથી ધીમે ધીમે પ્રલોભનના માર્ગે, સત્યાનાશીના રસ્તે, પાપના પંથે અગ્રેસર થતી જાય છે. એક દિવસે તેણે ભાગીરથીને પોતાની પાસે બોલાવી વાત વાતમાં તેને ચેતવણી આપી કે:—"જો, બેટા ભાગીરથી! આ કલબમાં તરેહ તરેહના છોકરાઓ આવે છે. ગમે તેમ મ્હોંમાંથી બોલે છે, નિર્લજ ગાણાં ગાય છે, હલકી ઠઠ્ઠા મશ્કરી કરે છે, ત્યાં જવું કે બેસવું, એ આપણું કામ નહિ. છોકરીઓએ એ સાંભળવું તે પાપ છે અને એ આપણાથી સંભળાય ખરૂં? જો હવે તું નાની નથી. તને સારૂં નરસું સમજવાની બુદ્ધિ છે. બ્હેન, હવે કંઇ તું નાની કીકલી થોડી છે? તું બુદ્ધિશાળી છે. તારા કપાળમાં સુખ નથી, તે તું સારી રીતે સમજે છે. તારી અવસ્થા તને

સમજાવવી પડે એમ નથી. આપણે એવી બાબતમાં મન પરોવવું એ સારૂં નહિ. વિધવાએ કેવું સંભાળીને વર્તવું, એ તું જાણે છે ને? જો વિધવાના મનને સ્હેજ પણ કલંકનો ડાગ પડે તો તેનો આલોક અને પરલોક બન્ને બગાડે છે. તેને નર્કમાં પણ સ્થાન મળતું નથી. બેટા! હવેથી તારે ત્યાં જવું નહિ. હવે એ લોકોને માટે ચ્હા બાની તજવીજ કરવાનું કંઈ કારણ નથી. કહીશ કે હવે તેઓ પહેલાંની માફક વેચાતી તૈયાર ચ્હાના કપ મંગાવી લે. સમજી, તું રોજ અહીં આવજે, આપણ કની રામાયણ નહિ તો મહાભારતની કથા વાંચીશું."

ભાગીરથી નીચું માથું ઘાલી મોટી માસીનો ઉપદેશ સાંભળી રહી. અરાઢ વર્ષની યુવતિએ આ ઉપદેશ કેવા અર્થમાં ગ્રહણ કર્યો, એ ઉપદેશનો પટ તેના હૃદયપર બેઠયો કે નહિ, તે અમે જાણતા નથી; પરંતુ, એટલું તો ખરૂં કે બીજે દિવસથી ચ્હા કરવાનું કામ બંધ પડી ગયું.

ભાગીરથી બે ત્રણ દિવસ કલબની બાજુની ઓરડીમાં ગઈ નહિ, તેમ મોટી માસીની પાસે પણ ગઈ નહિ. તે સંધ્યાકાળ પછી તરત બિછાનું પાથરી સુઈ જતી. મોડી રાત સુધી તેને નિદ્રા આવતી નહિ. બિછાના પર પડી પડી તરફડિયાં માર્યાં કરતી.

૯.

દીનેશ દર મહિને ભાગીરથી અને તેની માતાના ખરચને માટે પૈસા મોકલાવી દેતો હતો. જ્યારે બીજા કામમાં તેનું મન વ્યસ્ત રહેતું હતું, તે વખતે ભાગીરથી અને તેની માની વાત તેના મનમાં

આવતી નહિ, પરંતુ, મહિનાની પહેલી તારીખે જ્યારે તે મનીઑર્ડરથી પૈસા મોકલાવતો ત્યારે તેમની યાદ તેને થઈ આવતી. મુંબઇ તેઓ શું કરતાં હશે? કેવી સ્થિતિમાં હશે? તે બાબતનો તેને વિચાર થતો હતો. તે વખતે તેના મનને વળી એમ પણ થઇ આવતું હતું કે તેઓએ મુંબઇ રહેવામાં ઘણી ગંભીર ભૂલ કરી છે. તમે સુરત આવીને નહિ રહો, કિંવા, તમારે પોતાને ગામ નહિ જાવ તો હું ખરચ નહિ મોકલું, એમ લખવાની તેને ઇચ્છા થઇ આવતી હતી, પરંતુ, બીજી ક્ષણે તેનું મન બદલાઇ જતું હતું. તેને એમ લાગતું હતું કે કદાચ મોહનની સ્ત્રીના મનમાં એમ આવશે કે એ ખરચ આપવાનું બંધ કરવાને માટે બ્હાનું શોધે છે, આ વિચારથી તે લખવાનું માંડી વાળતો હતો.

એક દહાડો દીનેશના મનમાં એમ આવ્યું કે મુંબઇમાં ઓળખીતાં પાળખીતાં છે, સગાં પણ છે. લાવને તેમને કાગળ લખું અને મોહનની બૈરી છોકરાંની ખબર પણ કઢાવું. વખતો વખત તે જઇને ખબર કાઢી આવે તો ખોટું શું છે? આટલા વખત સુધી નાહકની ચિંતા કરી અને આવો મજેનો ઉપાય સૂઝયો નહિ, એ પણ બુદ્ધિની તારીફ! છેવટે તેણે પોતાના ભત્રિજા ધનજી પર એક કાગળ લખ્યો અને તેમાં લખ્યું કે અઠવાડિએ એકવાર જઇને મોહનની બૈરીની અને છોકરીની ખબર કાઢવી.

દીનેશનો પત્ર મળતાંની વાર ધનજીથી ખબર કાઢવા જવાયું નહિ. કાલેજમાંથી આવવું જવું ફાવે નહિ. શનિવારને દિવસે એક મિત્રને ત્યાં જવું હતું, એટલે એણે ત્યાંથી પરવારી ઠાકોરદ્વાર જઈ

ખબર કાઢવા નિશ્ચય કર્યો. જે કામે ગયો હતો ત્યાં જરા વાર લાગી અને વાતચીતમાં સંધ્યાકાળ થઈ ગઈ. તેથી ત્યાં જતાં જતાં દિવા બતી થવા આવી. તેણે વિચાર કર્યો કે 'હવે રાતે કયાં જઉં? બીજે દહાડે ખબર કાઢીશ' એમ કરી મન વાળ્યું; પણ વળી વિચાર ફેરવાયો. તેના મનમાં એમ આવ્યું કે 'આટલે સુધી આવ્યો છું, ત્યારે લાવને ફેરા ભેગો ફેરો કરતો આવું. કાકાને વળી એમ લાગશે કે વેળાસર ખબર કાઢવા ગયો નહિ' એમ વિચારી તે ઠાકોરદ્વાર તરફ ગયો અને કાગળપર સિરનામું હતું તે પ્રમાણે પુછી કરીને ઠેકાણું શોધી કાઢ્યું. તે ઘર આગળ આવ્યો કે મિઠાઈવાળાની દુકાન નજરે પડી. તેને એકવાર તો એમ લાગ્યું કે આ ઘરમાં કોણ સારૂં માણુસ રહેતું હશે? કદાચ તેની આવવામાં ભૂલ થઇ હશે? ફરીથી તેણે ખીસ્સામાંથી કાગળ કાઢ્યો અને દિવા આગળ જઇને વાંચી જોયો. તેને લાગ્યું કે ભૂલ તો નથી, છતાં લાવને પુછી જોઉં, એમાં શું? એમ કહી તે મીઠાઈવાળાની દુકાન આગળ આવ્યો અને દુકાનવાળાને પુછ્યું કેઃ—"અહીં કોઈ મોહનલાલ નામના માણુસનાં બૈરી છોકરાં રહે છે?"

મિઠાઈવાળાએ જવાબ આપ્યો કેઃ—"બાવા! અમને કંઈ ખબર નથી. આ પાસેની ઓરડીમાં જે એકઠા થયેલા છે; તેમાં ઘરવાળાના છોકરા પણ છે, તેમને જઇને પુછો તો તમને ખબર પડશે."

ધનજી મીઠાઇવાળાની દુકાનની બાજુમાંથી અંદર જવાના રસ્તા પર આવ્યો. આવતાંની વાર ઓરડીમાં તેણે એકઠા થયેલા યુવકોને

ગાનતાનમાં મશગુલ અને બીડીઓ ફુંકતા જોયા. આગળ જવું કે નહિ, તે વિચાર કરવા લાગ્યો અને જતાં જરા ખમચાયો, એટલામાં એક યુવક બ્હાર નીકળી, તેને પુછવા લાગ્યો:—"આપને કોનું કામ છે, મહેરબાન?"

ધનજીએ પુછ્યું:—"શું મોહનલાલના બૈરી કન્યા આ મકાનમાં રહે છે?"

યુવકે જવાબ દીધો:—"હા, તેઓ આ મકાનમાં રહે છે. આપ શું તેમને મળવા આવ્યા છો?"

ધનજીએ કહ્યું:—"હા જી, હું તેમને મળવા આવ્યો છું."

યુવક બોલ્યો:—"તો આપ જરા અહીં ઉભા રહો, હું આ ઘરવાળાના છોકરાને જરા ખબર કરૂં અને તેને મોકલી આપું."

એટલું કહી તે અંદર ગયો અને પડદાની અંદર જતાં બોલ્યો:—"અરે માકુ, આ તારી ભાગીરથીનો કોઈ આવ્યો છે."

ધનજીએ બહાર ઉભા ઉભા આ શબ્દો સાંભળ્યા. આણી તરફ કલબમાંથી બે ચાર જણુ બ્હાર નીકળી આવ્યા અને ધનજીને ઘેરી લીધો, એટલામાં માકુભાઈ ત્યાં આવી પહોંચ્યા અને પુછવા લાગ્યા:—"આપને કોનું કામ છે, મહેરબાન?"

ગુસ્સાથી ધનજીનું મ્હોં લાલચોળ થઈ ગયું હતું. આ લોકોના અસભ્ય વર્તનથી તેને ક્રોધ આવ્યો હતો પણ આત્મસંવરણ કરી બોલ્યો:—"મોહનલાલના સ્ત્રી અને કન્યા શું આ ઘરમાં રહે છે? મોહનલાલભાઈ અમારા ગામના છે. અમારે તેમની સાથે પીછાન છે. હું આ તરફ કંઈ કામ માટે આવ્યો હતો અને એમ લાગ્યું કે

લાવની તેમની ખબર કાઢતો જઉં. તેઓની તબિયત કયેમ છે ને બીજું કંઈ કામકાજ હોય, તો પુછતો જાઉં."

આ સાંભળી હીરાલાલના ચીરંજીવી સુંદરલાલ વચ્ચે બોલી ઉઠયા:—"આ કોઇને મળવાનો વખત છે કે? કોઇ સારો માણસ આ વખતે કોઇને મળવા આવે ખરો કે? કોઈ ગૃહસ્થની છોકરીને મળવું હોય તો દિવસના વેળાસર આવતાં શું થાય છે? ગામના માણસ છો તેથી શું? આવજો કાલબાલ વેળાસર, સમજ્યા?"

તેનું આ પ્રમાણે બોલવું સાંભળી ધનજીએ કહ્યું "વારૂં તો તેમ થશે." એટલું કહી તે ત્યાંથી ચાલી ગયો. તેને જતાં જઈ એક યુવક બોલ્યો:—"જુઓ ભાઇ રાતના ખબર કાઢવા આવ્યા છે? દહાડે આવતાં શું ચુક આવતી'તી? હરામ કયાંનાં?

ત્રીજો તેના ચાળા પાડવા લાગ્યો. આ જોઈ ધનજીનું માથું ફરી ગયું. તેના મનમાં તે યુવકને જરા કુંદીપાક ચખાડવાનો વિચાર થઈ આવ્યો, પરંતુ, અપરિચીત સ્થાન અને તે વળી એકલો હતો. કયાં નાહકનો ઝઘડો વ્હોરૂં, એમ કરી તે મુગે મ્હોંએ ત્યાંથી ચાલી ગયો.

બ્હાર નીકળ્યા પછી તેને લાગ્યું કે જાણે કોઈ મહા પાપી સ્થાનમાંથી તે પાછો ફર્યો હોયની. રસ્તાપર આવી તે ટ્રામમાં બેઠયો અને પોતે પોતાના મકાનમાં જઇ પહોંચ્યો. ત્યાં જઈ કપડાં કાઢી તરતજ તેણે દીનેશરાયને કાગળ લખ્યો. એ કાગળમાં જે બીના બની હતી તે તેણે વિગતવાર લખી. જે જોયું હતું, તે બરાબર વર્ણવ્યું. સંકોચ કે લજ્જાના ભયથી તેણે કોઈ વાત ગુપ્ત રાખી નહિ.

## ૧૦.

ધનજીનો પત્ર મળતાં દીનેશરાયની ખાત્રી થઈ કે જે વાતની આશંકા હતી, તે વાત બની છે, વા તે બનવાને વિલંબ નથી. જે દિવસે ધનજીનો પત્ર મળ્યો, તેજ દિવસે દીનેશરાયે મોહનલાલની સ્ત્રીને એક કાગળ લખ્યો, તેમાં લખ્યું કેઃ—"આ પત્ર મળતાંની વાર તમારે સુરત આવવાને માટે રાજી છો, એવો તાર કરવો. જો એ પ્રમાણે તાર નહિ કરો તો હું કંઈ ખરચના પૈસા મોકલીશ નહિ, એટલુંજ નહિ, પરંતુ જે પૈસા અત્યાર સુધી મોકલ્યા છે, તે પાછા લઈશ—ફરિયાદ કરી પાછા લઈશ, પરંતુ, જો તમે સુરત આવવા તૈયાર થશો અને આવવાને માટે રાજી છો, એવી મતલબનો તાર આવશે તો હું પોતે તમને તેડી જવા માટે મુંબઇ આવીશ."

આ પત્ર ભાગીરથીની માતાના હાથમાં આવતાં તેને ભારે ફિકર થઇ. દીનેશે તેમને સુરત તેડી જવા માટે કૃતસંકલ્પ શા માટે કર્યો છે, તે સમજી શકી નહિ. તે કાગળને લઈ બાકાભાઈની મોટી બ્હેન પાસે ગઈ અને પત્ર પહેલેથી છેડે સુધી વાંચ્યો. પત્ર પૂરો વંચાઈ રહ્યા પછી મોટી બ્હેને પુછ્યુંઃ—

"પ્હેલાં કદિ આ પ્રમાણે બન્યું છે ખરૂં ? પ્હેલાં કોઈ વખત તમને આ પ્રમાણે આવવાને માટે લખેલું ખરૂં ?"

ભાગીરથીની માએ પ્રત્યુત્તર આપ્યો;—"પ્હેલાં જ્યારે મારા સ્વામીને જેલમાં જવું પડયું, તે વખતે દીનેશરાયે અમને અમારે ગામ જવા જણાવ્યું હતું; પરંતુ, જ્યારે અમે એ વાત નાપસંદ

છે, એમ જણાવ્યું; ત્યારે એ વાત પડતી મૂકીને અમને સુરત આવવા લખ્યું. સુરત રહેવું પણ અમને ફાવશે નહિ, એમ જ્યારે જણાવ્યું ત્યારે તેઓએ મુંબઇ રહેવાને સંમતિ આપી; પણ પ્હેલેથીજ આ વાત તેમને પસંદ હતી નહિ. મને દરેક પત્રમાં તેઓ સુરત આવો તો સારૂં એવી મતલબનું લખતા હતા ખરા, પરંતુ, આજ આ પ્રમાણે એકદમ આવવા લખે છે, એનું કારણ શું? તે સમજાતું નથી."

મોટી બ્હેને જવાબ આપ્યોઃ—"બ્હેન! તમે કાચી વયની વિધવા છોકરીને લઈ મુંબઈ રહેવાનો નિશ્ચય કર્યો, એ ઠીક કર્યું નહિ. ગમે તેમ, બ્હેન, જે થવાનું હતું, તે થઈ ગયું. હવે તેને બળાપો કરવો નકામો છે. પણ હવે તે માટે પૂછતાં હો તો હજી પણ તમારે ત્યાં જઇને રહેવું એ ઉત્તમ છે."

આમ વાતચીત થતી હતી એટલામાં મ્રાકાભાઇ ત્યાં આવી પહોંચ્યા. બધી વાત તેના સાંભળવામાં આવી નહિ, પણ છેવટની થોડી ઘણી વાત તેના કાનમાં પડી, તેથી તેણે પુછ્યું:—

"મોટી બ્હેન! ક્યાં જવાની વાત થાય છે? કોને જવું છે? શા માટે?"

તેની મોટી બ્હેને જવાબ આપ્યોઃ—"ભાગીરથીના બાપના દોસ્તદાર છે. તેઓ સુરતમાં રહે છે અને અહીં ખર્ચ પણ મહિને મહિને તેઓજ મોકલી આપે છે. તેઓનો કાગળ આવ્યો છે અને તેઓ ભાગીરથી અને તેની માને ત્યાં સુરત આવવા લખે છે. જો તેઓ તેમ નહિ કરે તો ખર્ચ મોકલવા સાફ ના પાડે છે."

મ્રાકાભાઇ તરત ગર્જી ઉઠ્યાઃ—

"આટલા દહાડા સુધી ખરચ મોકલાવ્યું છે—અને હવે મોકલવા ના કહે છે–સમજ્યો. એ સાળાનાંજ કામ. એ સાળાએ કની મરચું મીઠું ઉમેરી, એ બધું કર્યું હોવું જોઈએ."

મોટી બ્હેન ચુપ થઈ ગઈ. પછી પુછ્યું:—"સાળો, સાળો કહે છે, તે કોણ સાળો ? હેં માકુ! કોની વાત કરે છે ?"

માકાભાઇએ કહ્યું:—"કોની કયેમ એજ સાળાની, બીજા કોની ? તમે ગમે તે કહો પણ મારી ખાત્રી છે કે એ બધાં એ બેટમજીનાં કામ છે."

ભાગીરથીની માએ હસ્તાં હસ્તાં પુછ્યું:—"માકા! બળ્યું શું કહે છે, તે સમજ પડતી નથી. અમે તો કોઇને કંઈ કહ્યું કર્યું હોય, એમ સાંભરતું નથી. તું કોને બેટમજી,—બેટમજી કહે છે ?"

માકુભાઇએ જવાબ આપ્યો:—"અરે એજ સાળો, બીજો કોણ–નક્કી એજ. લ્યો સાંભળો, હું બધું કહું છું. આજ એ વાતને કેટલાક દહાડા થયા. એક દહાડો રાતના દશ વાગ્યાને સુમારે એક જણ અહીં આવ્યો અને બોલ્યો કે હું મોહનલાલના ગામનો માણસ છું. હું તેમના સ્ત્રી કન્યાને મળવા માગું છું. આવાને કહેવું શું ? એની અક્કલની પણ બલિહારી! તે કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? નામ શું ? તે કંઈ નહિ અને હું મોહનલાલના ગામનો માણસ છું! ગામના માણસ રાતના દશ વાગે મળવા આવે ખરા કે ? મને તો એવો ગુસ્સો આવ્યો કે સાળાને એક લાત મારૂં, પણ મેં કહ્યું કે બળ્યું, આપણે શું ? સુંદરે કહ્યું કે 'અત્યારે તો તેઓ સુઈ ગયા છે. અત્યારે તેમને જગાડવાં, એ ઠીક નહિ, જો આપને મળવું હોય તો

આપ મહેરબાની કાલ્ય સ્હવારે આવજો અને તેમને ખુશીથી મળજો, એમાં ખોટું શું કહ્યું કે ભાઇને ગુસ્સો આવ્યો? જાણે મોટા નવલશા હીરજીના દિકરા કની? જેમ આવે તેમ બકતો બકતો ચાલવા માંડયો. મને તો એવો ગુસ્મો આવ્યો બે લપડાક ખેંચી કાઢું, પણ, એમના ગામનો માણસ, વળી નાહક એકના બે કરે, એમ જાણી જવા દીધો. તેજ સાળાએ મીઠું મરચું ઉમેરી કાગળ લખ્યો હોવો જોઇએ. તેથી આવો પત્ર આવ્યો છે."

મોટી બ્હેને પુછ્યું:-"પણ હેં માકુ તેં આટલા દહાડા એ વાત કરી કયેમ નહિ?"

ભાગીરથીની મા બોલી:—"બ્હેન! માકુ કહે છે એ ખરી વાત છે. ગામનું કોઈ પણ માણસ અમારૂં સારૂં બોલતું નથી. એમાંનો કોઇ વળી આવ્યો હશે, અહિંયા મળાયું નહિ એટલે દીનેશરાયને કાગળ લખ્યો હશે, બળ્યું આજ કોઈ કોઈનું સારૂં જોઈને રાજી થતું નથી. આટલું ખરચ મોકલે છે, તેમાં પણ લોકોને ઝેર આવે છે. લખ્યો હશે કોઈ મુઆએ કાગળ, તેથીજ મને લાગે છે કે દીનેશરાયે આવો કાગળ લખી મોકલ્યો છે."

ઉપર પ્રમાણે બોલવું સાંભળી માકાભાઇને એક પ્રકારનું જોર આવ્યું. તેણે કહ્યું:—" આ માકાભાઈ બધું સમજે છે. તેને કંઇ કહેવું પડે એમ નથી. એ શા માટે એમ લખે છે, તે બધું મારી જાણમાં છે. જો મારી સલાહ પુછના હો તો તમે સાફ સાફ દીનેશરાયને લખી જણાવો કે અહીં કોઈ જાતની અડચણ નથી. અહીં જે માણસને ત્યાં રહીએ છીએ તે તમારા જેવાંજ છે. ઘરના

માણુસ પ્રમાણે બરદાસ કરે છે અને દેખરેખ રાખે છે. આપને કંઈ ચિંતા કરવાનું કે ભય રાખવાનું કારણ નથી. લખી દો એ પ્રમાણે, જુઓ શો જવાબ દે છે તે. આટલું કરવા છતાં ખર્ચ નહિ મોકલે તો મોટું છે શું? મહિને દહાડે વિશેક રૂપરડી મોકલે છે તેમાં એટલો બધો હુકમ કરે છે. હું પુછું છું કે એમને સુરત લઇ જવાને માટે એટલો બધો આગ્રહ શા માટે જોઈએ? એટલી જીદ કરવાનુ કારણ શું? મને તો કંઈ એમાં એમની સારી દાનત હોય એમ જણાતું નથી; સારી દાનત હોય તો એટલો આગ્રહ કરે શું કામ? ત્યાં રહ્યાં તોએ સરખાં અને અહીં રહ્યાં તોએ સરખાં. વારૂ, વળી ત્યાં જવાથી લોકો શું કહેશે? ત્યાં જવાનું કંઈ કારણ? હું તો એકજ વાત જાણું છું અને તે એ કે તમે સ્પષ્ટ સ્પષ્ટ લખી નાંખો કે, અહીં છીએ તે શું ખોટું છે? અહીં કંઇ ભય કરવાનું કારણ નથી. ઘરનાંજ માણુસ છે. આટલું છતાં જો ખર્ચ ના મોકલે તો પછી જોઈ લેવાશે. એને એટલો ટેક છે તો આપણે શું નથી? કહીશું કે 'તેરે માગન બહોત હૈ તો મેરે ભૂપ અનેક' એમાં મોટી વિસાત શી છે? પંદર–વીશ રૂપીઆની વાત. કલબમાંથી ટીપ કરીશું તો એટલા રૂપિયા મહિને દહાડે મળી રહેશે, હં."

માકાભાઈની મોટી બ્હેને જવાબ આપ્યોઃ—

"ના, માકુ, તારૂં બોલવું ગાંડાઇ ભરેલું છે. એમ થાય નહિ. જો એમણે અત્યાર આગમચ ત્યાં જવું જોઈતું હતું. તેમ ન કર્યું એ સારૂં કર્યું નહિ. કાચી ઉમરની છોકરી અને તે પણ વિધવા, તેને લઈ મુંબઈમાં રહેવું, એ સારૂં નહિ. બ્હેન, મને તો ત્યાં

જવું એજ સારૂં લાગે છે. એમાં તમારૂં કલ્યાણ છે, માટે, હું તો કહું છું કે તમે ત્યાં જવાનો વિચાર કરો."

"ત્યારે આજેજ તાર કરી નાખીએ કે છૂટકો. આમે જયારે જવું છે, ત્યારે વિલંબ કરીને કંઇ કામ?" ભાગીરથીની મા બોલી.

માકાભાઈએ કહ્યું:--"એટલી ઉતાવળ શું કરવા કરો છો? જુઓ હજી આ બાબતનો વિચાર કરો. શું કરવું ને શું નહિ? જવું એ ઠીક કે અહીં રહેવું એ ઠીક: કોઇને પુછી જુઓ. ઘણો તાર કરાશે કાલ નહિ તો પ્રમન દહાડે. એમાં શું ખાટું મોળું થઇ જવાનું છે? બે દહાડામાં પૃથ્વી ઉલ્ટાઈ જાય છે? સમજ્યાં?" એટલું કહી માકાભાઈ ત્યાંથી ચાલી ગયા.

તેજ દિવસે સ્હાંજના હીરાલાલના ઘરનાં બધાં માણસોને ખબર પડી કે ભાગીરથી અને તેની મા સુરત કોઈ તેમના સ્નેહીને ત્યાં જાય છે. ભાગીરથીએ પણ એ વાત સ્હાંજે જાણી. કલબના મેમ્બરોમાં પણ એ વાત બધે પ્રસરી ગઇ. કાલે તે બાબત ઘણાએ અનેક પ્રકારના તર્ક વિતર્ક કર્યા. એમ કહોને કે રાતે તે મોટો વાદવિવાદનો વિષય થઈ પડયો. આ બાબતપર ઘણાએ જે અભિપ્રાય દર્શાવ્યા તે અત્રે જણાવવા નિષ્પ્રયોજન છે. એ સાંભળવું આપણું કામ નથી.

તેજ દિવસે સ્હાંજના કામકાજથી પરવાર્યા પછી ભાગીરથીએ તેની માને પુછયું:—

" દીનેશ કાકાએ આપણને સુરત આવવાને માટે કાગળ મોકલ્યો છે, એ શું ખરી વાત ?"

માતાએ જવાબ આપ્યો:—

"હા, બેટા તેમનો એવો કાગળ આવ્યો છે. તારા કાકાનું એવું કહેવું છે કે જ્યાં સુધી તારા બાપ આવે નહિ, ત્યાં સુધી આપણે તેમને ત્યાં રહેવું."

ભાગીરથી બોલીઃ —"મહિને મહિને ખર્ચ મોકલવું એ એમને આકરૂં પડે છે માટે એવો કાગળ લખ્યો છે. ત્યારે શું બે કોળીયા ધાનને માટે આપણે એમને ઘેર લુંડાંપણું કરવું પડશે ?"

માતાએ જવાબ આપ્યો:–"આ દુનિયામાં જે સર્વે કાંઈ કરે છે તે બે કોળિયા ધાનને માટેજ, સમજી. આ બધું પાપી પેટને માટે થાય છે. આ સંસારમાં આપણું કોણ છે? આટલા દિવસ થયાં કોઈ આપણી ખબર અંતર લેવા આવ્યું છે ખરૂં? આજ કોઈ કોઈનું નથી. એમ કહોને કે એ એટલા સારા માણસ છે કે આપણી ખબર સંભાળ રાખે છે અને એટલું કરે છે. બાકી કોઈ ભાવ પણ પુછતું નથી. આટલા દહાડા થયા આપણે મરી ગયાં છીએ કે જીવતાં છીએ, એટલું પણ ખબર કાઢવા કોઈ આવ્યું છે ખરૂં? ભલે ગમે તે થાય તો શું થયું! દાસીપણું તો દાસીપણું પણ આપણે એમને ઘર જવું એ ઠીક છે."

ભાગીરથીએ કહ્યું:—"બધું ખરૂં, પણ દીનેશ કાકાના ઘરનાં માણસો કોણ જાણે કેવાં હશે? તે તો કંઈ આપણે જાણતાં કરતાં નથી. દીનેશ કાકા તો કદાચ દયાળુ હશે તેથી શું? તેમનાં ઘરનાં

માણસો પણ તેવાં હશે ખરાં કે? તેમના ઘરનાં માણસો આપણી સાથે સારી રીતે ન વર્ત્યાં તો? ઘરની છોકરીઓ જો મને તું તાં કરી તુચ્છકારી કાઢશે કે અપમાન કરશે તો? ખાવાનું ખાવાને ઠેકાણે રહેશે ને ઝેર ખાઇ મરવા જેવું થશે. એ બધી બાબતનો વિચાર કર્યો છે?"

"વિચાર તો બધોએ કર્યો છે." માતાએ જવાબ આપ્યોઃ— "જ્યારે આપણા દહાડા વાંકા આવે ત્યારે જે આવે તે સહન કર્યા વગર છુટકો છે? આપણે એવાં શું થઇ ગયાં છીએ કે તું, તાં સહન ન થાય? વળી બીજું એ પણ છે કે આપણે સુરત ગયા પછી એમને ત્યાં રહીએ કે ન પણ રહીએ. તેમણે જ્યારે આપણે માટે બંદોબસ્ત કરવાનું માથે લીધું તે વેળાએ તેમણે જણાવ્યું હતું કે જો આપણને એમને ત્યાં રહેવું ન ફાવે, તો તેઓ આપણને બાજુમાં એકાદ નાનું ઘર લઈ આપશે. આપણે લખ્યું હોત તો તેમણે એમ પણ કર્યું હોત. હશે, જોવાશે. હજી શું વહી ગયું છે? હજી પણ આપણે એમને એ પ્રમાણે લખી જણાવીશું તો તેઓ એ બાબતની ના નહિ પાડે."

"જે કરે તે," ભાગીરથી બોલીઃ—"વિચાર કરીને કરજે. મને તો એમ જણાય છે કે સુરત જવું ઠીક નથી—પછી તે દીનેશ કાકાને ઘેર હો કે બીજા કોઈ ઘરમાં હોય. ત્યાં પણ શું ભદ્ર માણસો નથી? આપણે ત્યાં જઈશું તો આપણે માટે તે લોકોના મનમાં કેવા વિચાર આવશે? તે જો આપણી બાબતમાં કંઇ નરસી વાત ફેલાવશે તો આપણા ઉપર જે આટલા ઉપકાર કરે છે તે બદનામ નહિ થાય? આપણા પર કદાચ કલંકનો ડાઘ બેસશે તો? આપણાથી એ કલં-

કુનો બોજો શી રીતે સહન થશે? વળી બાપા જો બચીને આવ્યા અને તેમને કાને આ બધી વાત ગઈ તો તેમના મનને શું થશે? તેઓ તે વખતે શું કરશે, તેનો તેં વિચાર કર્યો છે કે? દીનેશ કાકાને બધી ખુલાસાવાર વાત લખી કેમ નહિ? મારૂં તો એમ માનવું છે કે જો તું બધી ખુલાસાવાર હકીકત લખે તો તેઓ ત્યાં લઇ જવાને માટે એટલો આગ્રહ કરશે નહિ. અહિં તેઓ જે ખરચ આપે છે તેજ ત્યાં પણ આપવાના તો પછી ત્યાં જવાથી વધારે શું?

"તે કલંકના ડરથી તો આપણને ત્યાં બોલાવે છે." માતાએ પ્રત્યુત્તર આપ્યો; "તેઓ એમ કહે છે કે આપણી આવી અસહાય હાલતમાં અહીં રહેવું, એ સારૂં નથી. કોઈ દેખરેખ રાખનાર નહિ; કોઈ નહિ. અહીં કોઇ સાજા માંદાની ખબર પણ લેનાર નથી. આવી સ્થિતિમાં તેઓ આપણને મુંબઈ રાખવા ઇચ્છતા નથી. મોટી માસીએ પણ તેમનો કાગળ જોયો છે અને તેમનું પણ એજ કહેવું છે કે આપણે મુંબઈ છોડી ત્યાં જવું એ ઠીક છે."

"માકુભાઇ, સુંદર અને બીજા સઘળાઓએ તો મને સંધ્યાકાળે એમ કહ્યું કે આપણે ત્યાં જવું, એ ઉચિત નથી." ભાગીરથી બોલી:—"તેઓ તો એમ પણ કહે છે કે બહુ મોટું ખરચ કની, દશ વિશ રૂપયડી માટે કોઇને ત્યાં ભૂંડાવેડા કરવા જવું એ શું? જ્યાં સુધી બાપા છુટી આવે નહિ ત્યાં સુધી જો દીનેશ કાકા ખર્ચ આપવા ના કહે તો એ લોકો આપણું ખર્ચ નિભાવી લેશે, એમ તેઓ કહે છે."

ભાગીરથીના આ પ્રમાણે બોલવાથી તેની માને જરા ગુસ્સો

આવ્યો અને ઉત્તેજીત સ્વરે બોલી:—"તેઓ આપણું ખર્ચ ચલાવશે? શા માટે? શા માટે આપણે તેમની પાસે ખર્ચ માગવા જવું જોઇએ? તેઓની પાસે ભીખ માગવા જવાની જરૂર? તેઓ આપણા કાણ થાય છે! આપણે ને તેમને કંઈ સાતમી પેઢીએ પણ સંબંધ છે કે? આપણે ને એમને શું? ઘરમાં રહીએ છીએ ત્યાં સુધી ભાડું આપીએ છીએ. ઘર છોડીને બીજે ગયાં કે પછી કોઇ જાતનો સંબંધ રહે નહિ. તેઓ ખર્ચ આપશે, એ વાત તારાથી બોલાય કયેમ? અને વળી તે લોકો જોડે તારે આ બધી વાતચીત કરવાનું કંઈ કામ? શું તેઓ માજાયા ભાઇ છે કે? હવે તું મોટી થઇ. હવે તું કંઈ ન્હાની નથી. તને સારા ખોટાની સમજ પડવા માંડી છે. માકુ અને સુંદર કંઇ આપણા ઘરના છોકરા નથી. તેમને શી વાત કરવી અને શી ન કરવી એનું પણ તને ભાન નથી. માકુ અને સુંદરની વાત તો બાજુએ રહી, પણ જે લોકો અહીં ગાવા અને વાજાં વગાડવા આવે છે, તેઓને અને આપણે શો સંબંધ? ન જાંન કે ન પિછાન! તેઓ જે કંઈ આપે તે આપણે લેવું એમ થાય ખરૂં કે? અને એમને આપણાથી કહેવાય ખરૂં કે? નસીબમાં હશે તે કંઈ ભોગવ્યા વગર છુટકો છે? હવે તું સમજણી થઇ. મારે તને આ બધું કહેવાનું હોય નહિ. દીનેશરાય જે કહે છે તે ખરૂં છે. ત્યાં ગયા પછી કોઈ આપણું ભુંડુ બોલે કે આપણને બટ્ટો લગાડે તો તે પણ સહન કરીશું. એમાં શું? નસીબ વાંકું હોય ત્યારે જે માથે આવી પડે તે સહન કર્યા વગર છુટકો નથી. લોક બદનામ કરે તો આપણે શું કરી શકીએ! આપણું મન પવિત્ર હોય એટલે

બસ્સ. તે જગન્નાથ તો બધું જાણે છે ને? લૂંડાવેડાની વાત કરતી હોય તો તે પણ વખત આવે કર્યા વગર છુટકો છે! લોકોને ત્યાં દાસીપણાં કરવાં પડે છે તો આ તો આપણા સ્નેહી છે, તેમને ત્યાં કામ કરવું પડે તો તેમાં કંઈ નાનમ નથી. શું કરીએ, જ્યાં આપણું પ્રારબ્ધ વાંકું ત્યાં કોને દોષ દઇએ? હું કાલ્યેજ દીનેશરાયને અહીં આવવા તાર કરાવું છું. હવે મુંબઇ રહેવાય નહિ. પ્રભુ કરે તે ખરૂં. બેટા! ભાગ્યના લેખ કોઈથી ભુંસાય એમ થોડા છે?"

આટલું બોલતાં બોલતાં ભાગીરથીની માતાની આંખ્યમાં આંસુ આવ્યાં. ભાગીરથીને મનમાં ખોટું લાગ્યું. તે મ્હોં ચઢાવી બેસી રહી. તેનાથી એક પણ અક્ષર બોલાયો નહિ.

એમ થોડીવાર થયા પછી ભાગીરથીની મા બોલી:—

"જા, બેટા, રાત બહુ ગઈ, હવે વાળુ કરી સુઈ જા."

ભાગીરથીએ જવાબ આપ્યો:—

"મારે આજ જમતું નથી. મને જરા પણ ભુખ નથી."

માતા સમજી ગઇ કે કડુ વચનથી છોકરીને ખોટું લાગ્યું છે. ગમે તેટલો પણ માનો જીવ. એકની એક દિકરી. તેને આ પ્રમાણે દુઃખી જોતાં, તેનું હૈયું નરમ પડી ગયું. તે ધીમા અને કાતર સ્વરે બોલી:—

"બેટા! તને ખોટું લાગ્યું, મા? હું જે કહું છું તે બેટા! તારે માટે અને તારા ભલાને માટે છે. આ દુનિયામાં તારા વગર મારે બીજું કોણ છે? તારા મ્હોં સ્હામું જોઇને જયાં ત્યાં હું દહાડા કાઢું છુ. મારે કિયાં તારા વગર સાત પાંચ છે? આપણાં

કપાળ ફુટેલાં તે શું કરીએ, નહિ તો આવી કાચી વયમાં દુઃખ ક્યાંથી આવે ? મારી પણ આ દશા શાથી? શું કરીએ બેટા, જે આવી પડે તે સહન કર્યા વગર છુટકો નથી. બેટા ! આપણે સંભાળીને વર્તવું જોઈએ. છોકરીની જાત, અડતાં આળ આવી જાય બાપુ. મારા કહેવાથી માઠું ન લગાડીએ. બેટા ! જા જમીને સુઈ જા."

ભાગીરથીએ પોતાની માના બોલવાનો કંઇ પણ જવાબ આપ્યો નહિ. તે ઉઠીને બિછાનાપર પડી અને સુઈ ગઈ. તેની માએ તેને ફરી ફરીને હાક મારી. ઘણુંએ કહ્યું. તે એકની બે થઇ નહિ અને ઉઠી નહિ. માએ જાણ્યું કે તે આજ હવે ઉઠશે નહિ અને થયું પણ તેમજ. આખરે કંટાળીને તેની માતાએ ઓરડીનાં દ્વાર બંધ કર્યાં અને દીવો રાજ કર્યો. થોડી વાર એકલી તેની પથારી પાસે છોકરીનું માથું ખોળામાં લઈ બેસી રહી અને થોડી વાર પછી તે પણ નિદ્રાને સ્વાધીન થઈ. તે રાત્રે તેણે પણ વાળું કર્યું નહિ.

## ૧૨

બીજે દિવસે દશ વાગ્યાને સુમારે હીરાલાલ ઓફિસમાં જવાને માટે તૈયાર થયા. તે વખતે તેમનાં સાળી વા બાકુભાઈનાં મોટી બ્હેન તેમની પાસે આવ્યાં અને તેમના હાથમાં આઠ આના મૂક્યા અને કહ્યું કે:—"દીનેશરાયને ઑફિસે જતાં આટલો તાર કરજો. આપણી ભાગીરથીની મા દીનેશરાયને ત્યાં સુરત જવાનાં છે; માટે તમે એવી મતલબનો તાર કરજો કે 'તેઓ આવવાને રાજી છે અને

તમે આવીને તેમને લઈ જાવ. તમે ક્યારે આવવાના છો તે જણાવશો તે પ્રમાણે તેઓ તૈયાર થઈ રહેશે." '

હીરાલાલે પુછ્યું:—"એ મુંબઇ છોડી સુરત શા માટે જાય છે?"

માકાભાઇની બ્હેને તેને સઘળી હકીકત જણાવી. દીનેશરાયના કાગળથી માંડીને તે વખત સુધીની બધી હકીકત કહી. એ હકીકત સાંભળી હીરાલાલે કહ્યું:—"તમે ઘેર બેઠાં ધંધો તો સારો શોધી કાઢયો. અહીં હતાં તો આપણને ભાડું મળતું હતું. કોઈ દહાડો ભાડાની કટકટ ન હતી–કંઈ નહિ. હવે વળી નવો ભાડુત આણવો પડશે અને તે કોણ જાણે કેવો માણસ મળશે? વળી એમના જેટલું ભાડું આપશે કે નહિ, એ પણ એક શંકાજ છે."

તેની સાળીએ કહ્યું:—"ભાડું, ભાડું શું કરો છો? આ સુંદર અને માણેક કંઈ ન્હાના નથી. તેઓ કમાવા જેવા થયા છે. ઘેર બેસી ખાય છે અને ગોધાની માફક ધીંગાણું કરે છે. તેમને કંઈ નોકરી ધંધે વળગાડો કે પછી ભાડા નાડાની એટલી ચીંતા રહેશે નહિ. મહિને દહાડે વીશ બાવીશ રૂપિયા કુટી નહિ કાઢે? તમે કરવા જેવું છે તે તો કરતા નથી."

"ખરી વાત," હીરાલાલે કહ્યું:–"તેઓ મારૂં કહ્યું માને છે ક્યારે? તેઓ ખાય છે, પીએ છે, ફરવા હરવા જાય છે અને ગાનતાન કરે છે. તેમને ક્યારે નોકરી કરવી છે? તેમને બેઠાં બેઠાં ખાવું. તેઓ તમારૂં માને છે. તેમને તમારો ભય અને ભકિત બન્ને છે, પણ તમે તો તેમને કંઇ કહેતાં નથી."

"હું કહીને શું કરૂં. હું કોઈ ઑફિસ ઓફિસમાં થોડી નોકરી કરવા જાઉં છું? તેઓ નોકરીને બ્હાને રખડવા જાય છે. નોકરી એમને આપે કોણ? તમે મોટી ઑફિસમાં નોકરી કરો છો. બે ચાર જણ જોડે તમારી ઓળખાણ પિછાણ છે. તમે કોઈને કહો કરો તો કંઈ ડાળે વળગી જાય. છોકરાં બિચારાં એમની મેળે માથાકુટ કરે છે, પણ તેમનાથી શું વળે? તમે જાતે એ બાબત કંઈ ધ્યાન આપતા નથી?"

"ધ્યાન તે શું આપું?" હીરાલાલે કહ્યું "આજ કાલ નોકરી મળવી મહા મુશ્કેલ થઇ પડી છે. નોકરી કંઈ રસ્તામાં પડી નથી. એક જગા ખાલી પડે તો તેને માટે બાર બાર ઉમેદવાર તૈયાર થાય છે અને વિશથી પચીશની જગાને માટે તો મેટ્રીક અને બી. એ. થએલા અરજી કરે છે. હવે ક્યાં પહેલાંના દિવસ રહ્યા છે કે નોકરીને માટે કોઇ બોલાવતા આવે?"

"એ બધી તમારી વાતો શી કામની છે." સાળીએ જવાબ આપ્યો:—"બી. એ. ને એમ. એ. થયેલા કંઈ વિશ રૂપયડીની નોકરી લેવા રસ્તામાં પડ્યા નથી. તેઓ તો સરકારી નોકરીમાં જોડાઇ મામલતદાર કે જડજનું કામ કરે છે. ઑફીસમાં વગસગ હોય તો ભલભલા કામે વળગી જાય છે. તેમને તો કોઈ નથી પુછતું મેટ્રીક કે ફેટ્રીક. મુત્સદ્દીના છોકરા છે. કંઈ ભણ્યા ગણ્યા નથી, એમ પણ નથી. ગુજરાતી લખી વાંચી જાણે છે. અંગ્રેજી પણ સાધારણ આવડે છે. એક નહિ તો બીજી ઑફિસમાં, ક્યાંને ક્યાં ગોઠવી દીધા કે આસ્તે આસ્તે ઠેકાણે લાગી જશે અને બીજા છંદ પણ છૂટી જશે. આ

બધું નવરા હોવાનું પરિણામ છે. વીશ નહિ તો પંદરની પણ નોકરીએ તો લગાડો. કંઈ થોડું ઘણું આપતાં કરતાં રખાય એમ હોય તો તે પણ જોઇ લેવાશે."

"વારૂ ત્યારે હું તેની તજવીજ કરીશ. અત્યારે તો વખત થવા આવ્યો, હું ઑફિસે જઇશ." હીરાલાલે કહ્યું.

"તજવીજ કરીશ એમ નહિ." સાળીએ જવાબ આપ્યો:—"આ મહિનો પૂરો થયાં પહેલાં તેઓ કામે લાગી જવા જોઇએ."

"કોઇ ઑફિસનો મેનેજર કંઈ મારો પગાર થોડો ખાય છે કે એક મહિનામાં તેમને માટે ચાકરી ઉત્પન્ન કરે?"

"પગાર ખાતો હોત તો પછી તમે અત્યાર સુધી એમ રહેવા શાના દીધા હોત? હવે બધી ઠઠ્ઠાની વાત જવા દો. ગમે એમ કરી છોકરાઓને ઠેકાણે પાડો; સમજ્યા? એ કામે લાગી જશે તો તમનેજ કામના છે. જો આટલી વયમાં કામે ન લાગ્યા તો રખડતા થઈ જશે તો પછી કયેમે કર્યા ઠેકાણે આવશે નહિ; ને અત્યારથીજ રાગે પડી ગયા તો પછી આગળ એની મેળે ઠેકાણે પડી જશે ને તેથી આગળ જતાં તમને પોતાનેજ ફાયદો થશે. આટલી ટુંકી આવકમાં કયાં સુધી આ બધું નિવડશે?"

"વારૂ, વારૂ, હું એ વાતનો બંદોબસ્ત કરીશ, તમે પણ જરા છોકરાંને સમજાવજો." એટલું કહી હીરાલાલ ઑફિસમાં ગયા અને જઈને પ્રથમ કામ એ કર્યું કે દીનેશરાયને સુરત તાર કર્યો. સંધ્યાકાળે ઘેર આવતાંની વાર ખબર મળી કે દીનેશરાય શનીવારે મુંબઈ આવશે

અને રવિવારનો દિવસ ત્યાં ગાળી સોમવારની સ્હવારના તેઓ ભાગીરથી વગેરેને લઈ સુરત જશે.

શુક્રવારનો દહાડો હતો. ભાગીરથીની મા—બબલી બ્હેન—બાકાભાઇની માને કહેતી હતી કેઃ—"જૂઓની બ્હેન! હવે સુરત જવાને બે દહાડા બાકી રહ્યા. એટલામાં કંઈ લેવું કરવું હોય તો લઇ લીધું સારૂં; કેમ ખરૂં કની? લઈ જવાનું તો કંઇ બહુ છે નહિ. જે હતું તે કેસ લડવામાં ગયું."

-બબલી બ્હેને જવાબ વાળ્યોઃ—"હા, બ્હેન! ખરૂંસ્તો, બ્હાર ગામનો મામલો, કોઇ ચીજ મળી ન મળી. જોઇતી કરતી ચીજ અહીંથી લઇ જવી એ ઠીક. ત્યાં વળી કોઇને કહેવું કરવું પડે એ શું કામ જોઇએ? રૂપિયા રુપિયા તો છે ને?"

"જે રૂપિયા દીનેશ મોકલાવતા હતા તેમાંથી ખરચ કરતાં કંઇ થોડા બચ્યા છે. મને લાગે છે કે સત્તર-અરાઢ રૂપિયા છે."

"વારૂ, ત્યારે જે કંઈ જોઈએ કરે તે એમાંથી મંગાવી લીધું."

"મારે બચ્યું શું જોઇએ?" ભાગીરથીની મા બોલી;—"મારે તો મંગાવવા કરવાના દહાડા ચાલી ગયા. હવે નસીબમાં હશે ને એવા દહાડા આવશે ત્યારની વાત ત્યારે. આ તો છોકરીને માટે કંઈ છીદરી છાલ્લો લાવવું હોય તો તે."

"ખરૂં છે. તો ભાગીરથીને બોલાવોને? એને બોલાવી પુછો કે શું જોઇએ છીએ? તેને જોઇતી જણસની એક યાદી કરી મંગાવી લીધી." બબલી બ્હેને જવાબ આપ્યો.

ભાગીરથીને બબલી બ્હેને હાંક મારી. ભાગીરથી બ્હાર

કંઈ કામ કરતી હતી. હાક સાંભળી ઘરમા આવી અને બોલી:—

"મોટી માસી! તમે મને હાક મારી કે?"

"હા, બેટા! મેં હાક મારી. જો તારે હવે સોમવારના સ્હવારના અહીંથી જવાનું છે. તે કંઇ મુંબઈ થોડું છે? ત્યાં આપણે જોઇએ તે ચીજ મળે કે ન મળે? વળી ત્યાં કદાચ મળે તો પણ અહીંના કરતાં મોંઘી મળે, માટે બેટા! તારે કંઈ જોઈતું કરતું હોય તેની એક યાદી બનાવ. માકુ અથવા તો સુંદરને કહીશ કે તેઓ આણી આપશે, સમજી? અહીં બેસ અને જો પેલો કાગળ છે તે લે અને યાદી કરી નાખતો."

"મોટી માસી!" ભાગીરથી બોલી:—"મને તો કંઇ જોઇતું નથી ને મારે કંઈ આણવુંએ નથી. મારે શું જોઇએ છીએ? પેટ પુરતું અન્ન મળ્યું એટલે બરસ. શરીર ઢાંકવાને ફાટયું તુટયું કાપડ મળ્યું એટલે થયું. મારે છે શું? મુંબઇ રહી તોએ સરખું ને મસાણમાં ગઇ તોએ સરખું."

ભાગીરથીનું આ પ્રમાણે બોલવું તેની માને ગમ્યું નહિ. તેની આંખ્યમાં પાણી ભરાઈ આવ્યું. તે બબલી બ્હેન ભણી જોઈ બોલી:—

"બ્હેન! જુઓ, કોઈ દહાડો હું એને એક અક્ષર કહેતી નથી. એકની એક છોકરી એમ જાણી એ કહે તે પ્રમાણે કરતી આવી છું. મારૂં નસીબ ફુટેલું તેને હું શું કરૂં? એ ન્હાનપણમાંજ વિધવા થઈ છતાં એને રખેને ઉણું આવે એમ જાણી, એને કશું કહેતી નથી. છોકરાની માફક એની દરેક ઈચ્છા પૂરી પાડતી આવી

છું, છતાં આજ એને આમ બોલતી જોઈ, મારી છાતી ચીરાઈ જાય છે. કહો બ્હેન! હું તે બળ્યું શું કરૂં?"

"ભાગીરથી!" બબલી બ્હેને કહ્યું:—"આ શું બેટા! આમ બોલવું તને શોભે છે? જો તારા બોલવાથી તારી માની આંખ્યમાં ઝળઝળીઆં આવી ગયાં. દીકરી! જો તું હવે સમજણી થઇ. તારી માને દુઃખ થાય એવું બોલવું તને ઘટારત નથી. જેટલા દહાડા એ જીવે, તેટલા દહાડા એ કહે તેમ કરી, એના જીવને ટાઢક વાળવી. સમજી? પછી તો જે બેટા થવાનું હશે તે થશે."

ભાગીરથીએ જવાબ આપ્યો:—"મોટી માસી! એમાં મેં શું ખોટું કહ્યું છે? હું છું વિધવા ને વિધવાની માફક મારે રહેવું જોઇએ. તો થયું. હું આજથી હવે તે પ્રમાણે વર્તીશ. મેં સધવા જેવું કર્યું છે શું?"

"તને એમ કોણ કહે છે કે તું સધવા માફક રહે છે. પણ તું આમ છણછણાટ કરી, તારી માને દુઃખ ઉત્પન્ન કરે, એ શું સારૂં કહેવાય? હવે તું સમજણી થઈ, કંઈ ન્હાની નથી. તારા બાપની અવસ્થા તો તું જાણે છે. તારે લીધે તારી મા દિવસો કાઢે છે. દીનેશ કાકાને ત્યાં રહેવા જવામાં કંઈ ખોટું નથી. હું જાણું છું કે તને આ વાત પસંદ નથી; પણ બેટા! એ કર્યા વગર છુટકો નથી. અત્યારે તો તમારે એ કહે ત્યાં રહી સુખે દુઃખે દહાડા કાઢવા. ઇશ્વર કરશે તો કાલ્ય સ્હવારે તારા બાપ આવશે ને આ દહાડા જતા રેહેશે. વળી તેઓ પાછા અહીં કંઈ નોકરી ચાકરીએ લાગ્યા તો પાછું મુંબઈ છેસ્તો."

ભાગીરથીએ ખોટું લાગ્યું હોય તેવા સ્વરે કહ્યું:—"બળ્યું માસીબા! તમે બધાં આમ શું કરો છો? મેં ક્યારે જવું નથી એમ કહ્યું છે? હું તો કહું છું કે બા જેમ કહેશે તેમ કરીશ, પછી?"

"તારી બા એમ કહે છે કે," માસીએ જવાબ આપ્યો, "તારે કંઈ જોઈતું કરતું હોય તે તું લખી આપ કે તે સર્વ લઇ અવાય. ત્યાં મળ્યું ન મળ્યું. વળી દહાડો પણ જવાનો પાસે આવી લાગ્યો. સમજી?"

"જોઇએ! જોઇએ! મને તે શું જોઇએ? ઘંટી કે વાલકેશ્વરનો પાણો?" એટલું કહી ભાગીરથી ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી ચાલી ગઈ. ભાગીરથીની મા અને માસી તેનું આજનું બોલવું સાંભળી દિક્મૂઢ જેવાં થઇ ગયાં. જે ભાગીરથી આજ દિવસ સુધી કદિ ઉંચા સ્વરે તેની માના સ્હામું બોલતી નહતી, જે ભાગીરથીના મ્હોંમાંથી એક શબ્દ નીકળતો નહિ, તેના મ્હોંમાંથી આજ ધાણી ફુટે તેમ બોલ નીકળતા જોઇ તેની મા અવાક્ બની ગઇ. તેનામાં આવો વિલક્ષણ ફેરફાર જોઇ માસીબાની પણ વાક્શક્તિ લોપ થઇ ગઈ.

થોડીવાર ચુપચાપ બેસી રહ્યા પછી ભાગીરથીની મા બોલી:-"બ્હેન! શું કરૂં મને તો કંઇ સમજણ પડતી નથી."

"શું કહું બ્હેન!" બબલી બ્હેને જવાબ આપ્યો. "મને પણ કંઇ સૂઝ પડતી નથી. તેના બોલવાપરથી તેના મનનો ભાવ તો એમ જણાય છે કે તેને મુંબઇ છોડી બીજે જવું ગમતું નથી. પણ બળ્યું, આપણાથી તેની મરજી પ્રમાણે કેમ વર્તાય! આપણે

બધી વાતનો વિચાર કરી કામ કરવું. ગમે તેટલું તોએ ભાગીરથી નાદાન છોકરી છે. તે હજી સુધી મુંબઇ છોડી બીજે કોઇ ઠેકાણે ગઇ નથી, તેથી તેને મન જરા બહાર ગામ જવું વસમું લાગે. તે કની વળી બે દહાડા સુરત રહી તો પછી તેનું મન ત્યાં એવું ગોઠવાઇ જશે કે ફરી મુંબઈ આવવાનું કહેશો તો મુંબઈ આવવા ઇચ્છશે પણ નહિ."

"ઇશ્વર કરે ને તેમ થાય તો ઘણું સારૂં. હું જાણીશ કે તમારા સર્વનો આશિર્વાદ ફળ્યો. પણ બળ્યું આજનું તેનું બોલવું, આજનો તેનો રોષ જોઇ મારા મનમાં કોણ જાણે શું નું શું થાય છે."

"એવાં નાદાન છોકરાંની વાત મનમાં લેવી ઠીક નહિ. એનામાં હજી અક્કલ છે, કે હજી તે પાકટ વયની છે કે તેના બોલવા સામું જોઈએ ?" બબલી બ્હેને આશ્વાસન આપ્યું.

ભાગીરથીની માએ પછી એક યાદી તૈયાર કરી અને જોઈતી ચીજો લાવવાનું માકાભાઇને કહ્યું, અને થોડા રૂપીઆ પણ તેને આપ્યા.

"ત્યારે શું તમે ખરેખર જવાનાંજ ?" માકુભાઇએ જવાની તૈયારી થતી જોઈ પુછ્યું.

ભાગીરથીની માએ જવાબ આપ્યો "ના જઇએ તો શું કરીએ ? દીનેશરાયનું કહેવું ઉથાપાય ખરૂં ? તેમણે જો આટલો આશરો ન આપ્યો હોત તો અમારૂં શું થાત તે ઈશ્વર જાણે. માકુભાઇ, તું ભાગીરથીનો મોટા ભાઇ જેવો છું. જો તું કાળજી

રાખી આટલી જણુશ લઈ આવ અને જો ભાગી તારા પુછ-વાથી તને કંઈ લાવવાનું કહે તો સારી વાત તે પણ તું ભેગો લેતો આવજે. અમને તો તે કાંઈ કહેતી નથી, પણ તને કહે તો ઠીક."

"વારૂં એમાં શું છે?" માકુભાઇએ ધીમેથી કહ્યું. "હું હમણાં તેને પુછું છું અને તેને જે ચીજ જોઇએ તેની ટીપ કરૂં છું. બસ્સ, બીજું કંઈ?"

"બીજું કાંઈ નહિ. એટલું કામ કર એટલે ગંગા ન્હાયાં" ભાગીરથીની મા બોલી.

"વારૂ ત્યારે હું જાઉં છું."

"હા જા બેટા અને એટલી જણુશો લઇ આવ."

માકુભાઇ ત્યાંથી ચાલી ગયો. બબલી બ્હેન થોડું આશ્વાસન આપી પોતાને કામે ચાલી ગઇ. ભાગીરથીની મા પોતાની દીકરીની આજની વર્તણુકનો વિચાર કરતી ત્યાંની ત્યાં બેસી રહી. તેના મનમાં આજ અનેક પ્રકારના વિચાર આવતા હતા. જે છોકરીના મોંમાં જીભ ન હોય તેવી હતી તે આજે એકાએક આમ બોલવા લાગી, એનું કારણ શું હશે, તે સંબંધી અનેક તર્ક વિતર્ક મનમાં કરવા લાગી. વિચારના વમળમાં ગોથાં ખાવા લાગી. એકપણ કારણ તેને જણાયું નહિ. બબલી બ્હેને કહ્યું તેમ તેની નાદાન બુદ્ધિ જાણી તેણે પોતાનું મન વાળ્યું.

૧૩

દીનેશ રવિવારને દિવસે મુંબઈ આવી પહોંચ્યો. સાંજની વખતે તે પોતાના જૂના મિત્રના મકાન આગળ આવી પહોંચ્યો. જે સમયે દીનેશ મકાન આગળ આવ્યો તે વખતે માકુભાઈ બારણા આગળ ઉભા હતા. દીનેશે તેને પુછ્યું:–"શું મોહનલાલનાં માણસો અહીં રહે છે?"

માકુભાઇએ જવાબ આપ્યો. "હાજી. તેઓ અહીં રહે છે. આપ ક્યાંથી આવો છો?"

"હું સુરતથી આવું છું." દીનેશરાયે જવાબ વાળ્યો.

માકુભાઇએ પુછ્યું:–"આપનું નામ શું દીનેશરાય?"

દીનેશે માથું નમાવી એ પ્રશ્નનો ઉત્તર આપ્યો. માકુભાઈ દીનેશને દીવાનખાનામાં લઈ ગયો. ગાદીપર બેસાડી પાનની તબક મંગાવી. ચ્હા તૈયાર કરવા રામાને કહ્યું.

દીનેશરાયે કહ્યું, "હું ચ્હા ઝાઝી પીતો નથી. હમણાંજ એક સ્નેહીને ત્યાં ચ્હા પીધી છે. નકામી તકલીફ લેતા નહિ. તમે ભાગીરથીને અને તેની માને ખબર કરો કે હું આવ્યો છું."

"જી, બેસો. હું તેમને બોલાવી લાવું છું." એટલું કહી માકુભાઈ અંદર ગયો અને ભાગીરથીને અને તેની માતાને દીનેશના આવાગમનની ખબર આપી.

ખબર સાંભળતાંજ ભાગીરથી અને તેની મા દિવાનખાના પાસે આવી લાગ્યાં. ભાગીરથી દીનેશને પગે પડી અને તેની માતા બારણા

આગળ ઉભી રહી. દીનેશે ભાગીરથીને માથે હાથ મૂકી આશિર્વાદ આપ્યો. ભાગીરથીએ પૂછ્યું:-

" કાકા સાહેબ ? આપ શું હમણાંજ ગાડીપરથી આવ્યા ?"

" ના, હું સ્હવારના અહીં આવ્યો છું. ગામદેવીમાં શેઠ રણછોડદાસ મારા જૂના સ્નેહી છે. ગર્ભશ્રીમંત હોવા છતાં તેઓ સ્વભાવે સુશિલ અને સજ્જન છે. તેમની સાથે મારે સંબંધ હોવાથી હું સીધો તેમને ઘેર ગયો. જમી પરવારી અહીં આવ્યો. કેમ બ્હેન ! બધો સામાન સુમન બાંધી કરી તૈયાર કર્યો છે ને ?"

" હાજી. બધી તૈયારી કરી રાખી છે. " ભાગીરથીએ જવાબ વાળ્યો.

"ત્યારે આપણે કાલે જવાનું રાખીએ. રાતના મેલમાં તો ઘણી ભીડ થાય છે માટે સ્હવારના સાતની એક્સપ્રેસમાં જઇએ. કારણ કે સ્હવારના ગરદી હોતી નથી એટલે ટ્રેનમાં સુખેથી જવાશે અને વખતસર સુરત પહોંચી જવાશે. "

ભાગીરથીની માએ સંમતિદર્શક માથું ધુણાવ્યું.

"વારૂ ત્યારે તમે સ્હવારના તૈયાર થઈ રહેજો, હું અહીં નવ વાગે ગાડી લઇ આવીશ. "

" વારૂ. જી. અમે તે વખતે તૈયાર રહીશું."

" ત્યારે હું હવે રજા લઈશ. " દીનેશે ઉભા થતાં કહ્યું, "મારે હજી એક બે જણને મળવાનું છે. વળી થોડી ચીજો માર્કેટમાંથી ખરીદ કરવાની છે. જોજે બેન ભાગીરથી ? સ્હવારના તૈયારી કરી રાખજે હોં. અહીં ખોટી થવું ન પડે, સમજી? અહીંનું આપવું લેવું જે

કાંઇ હોય તે પરવારી લેજો. તમારે કંઇ લઈ જવા માટે, સામાન સુમન લેવા માટે પૈસા જોઇએ તો લ્યો."

"હમણાં તો કંઈ પૈસાની જરૂર નથી, થોડા પૈસા હતા તેમાંથી સઘળું પતાવી દીધું છે. દાણાવાળાનો હિસાબ અને ઘરભાડું ચુકતે કરી દીધું છે." ભાગીરથીની માએ જવાબ આપ્યો.

દીનેશે ખીસ્સામાંથી પાકીટ કાઢી બે નોટ કાઢી ભાગીરથીના હાથમાં મૂકી કહ્યું, "વારૂ ત્યારે આ વીસ રૂપીયા છે, તેમાંથી તમને જોઈતી ચીજો મંગાવી લેજો. સુરતમાં મળે છે તો બધુંય, પણ ન મળે કે ત્યાં મોંઘી મળે એવી ચીજો અહીંથી સાથે લઈ લેવી સારી. આજને આજ બધું મંગાવી રાખજો."

ભાગીરથીની મા બોલી ઉઠી. "જી, ચીજો બધી મંગાવી લીધી છે. કંઈ ચીજ મંગાવવાની નથી. ચીજો મંગાવતાં કરતાં પચીશેક રૂપીઆ બાકી રહ્યા છે. જો જોઈશે તો આપનીજ પાસે માંગવાના છે. બીજા કોને કહેવાનું છે? હાલમાં તો કંઈ જરૂર નથી. એ રૂપીઆ હાલ તો આપની પાસે રહેવા દો."

દીનેશે નોટો પાછી પાકીટમાં મૂકી અને કહ્યું, "વારૂ ત્યારે હું હવે રજા લઈશ. કાલ સહવારે નવ વાગે આવીશ. તમે બધાં તૈયાર રહેજો"

"ચ્હા તૈયાર થઇ છે તે પીને જાઓ." ભાગીરથી બોલી.

"વખત થઈ ગયો છે અને હજી મારે ઘણાં કામ કરવાનાં છે."

"ચ્હાને કંઈ વાર નથી. આ આવી." એટલું કહી ભાગીરથીએ

ચ્હાનો પ્યાલો રકાબી દીનેશના આગળ મૂકયાં. દીનેશ ચ્હા પી, પાન લઇ ત્યાંથી ચાલી નીકળ્યો.

બીજે દિવસે જવાનું હોવાથી મોડી રાત સુધી ભાગીરથી અને ભાગીરથીના મા માસીબાની સાથે વાતો કરતાં બેઠયાં. અનેક સુખ દુઃખની વાતો કરી. ભૂતકાળના પડદા ખોલાયા. દુનિયાના રંગ ઢંગના ચિત્રો દોરાયાં. માસીબાએ ભાગીરથીને કેટલીક શિખામણ આપી. પછી મોડી રાત થયેલી જોઈ બોલી:—" જાઓ. કાલ સ્હવારે વ્હેલા ઉઠી જવાની તૈયારી કરવાની છે. મોડી રાત સુધી જાગવાથી સ્હવારે વ્હેલું ઉઠાશે નહિ. કયાં તમે અને કયાં અમે! કયાં તમારૂં અહીં આવવું અને કયાં એક કુટુમ્બવત સ્નેહ જોડાવો! તમે અને ભાગી અહીંથી જશો તો અમને જરાપણ ગોઠશે નહિ. ભાગી તો જાણે અમારી પોતાની દીકરી હોયની એમ લાગતું હતું. શું કરીએ બ્હેન! તમે સુરત જઇને પણ સુખી રહો એટલે બસ. આ દહાડા વીતી જાય અને ઇશ્વર કરે ને ભાગીના બાપ પાછા આવી, નોકરી ચાકરીએ લાગે અને તમારો સોનાનો સંસાર થાય, એજ ઈશ્વર પાસે માગું છું. બ્હેન, દહાડા જતાં વાર લાગતી નથી. આ દહાડા જતા રહેશે અને સુખના દહાડા આવશે, ગભરાવું નહિ. માણસપર ચઢતી પડતી આવે છે. આપણા પૂર્વનાં કર્મ. ઈશ્વર રાખે તેમ રહેવું. બ્હેન! ગભરાવું નહિ."

આમ વાતચીત થયા પછી ભાગીરથી અને તેની મા નીચે પોતાની ઓરડીમાં આવી સુઈ ગયાં. ભાગીરથીની મા વિચાર કરવા લાગી. વિચારમાં ને વિચારમાં તે અંતે નિદ્રાને આધીન થઇ ગઈ. ભાગીરથી પણ ઉંઘી ગઇ.

## ૧૪

સહુથી વ્હેલાં સ્હવારમાં માસીબા જાગી ઉઠયાં. તેણે ઓરડીની બ્હાર જઇ જોયું તો જણાયું કે હજી સુધી કોઈ ઉઠ્યું નથી. ભાગીરથી અને તેની માતાને જગાડવા, તે તેમની ઓરડી પાસે આવી.

ભાગીરથી જે ઓરડીમાં રહેતી હતી ત્યાં આવતાં તેને જણાયું કે ઓરડીનું બારણું સ્હેજ ખુલ્લું છે. બારણું અધખોલું જોતાંજ તેણે કહ્યું:-

"ખબ્યું બારણું પણ બંધ કરીને સુતાં નથી? ઉઠો, વ્હાણું તો કયારનું વાયું અને આમ બિછાનાપર પડી રહેશો તો પરવારશો કયારે?"

ભાગીરથીની મા બિછાનાપરથી ઉઠી. માસીબાએ પૂછ્યું:- " કાલે સુતી વખતે બારણું બંધ કરવું ભૂલી ગયાં હતાં કે શું?"

"ના, બારણાં તો બંધ કરીને અમે સુતાં હતાં. ભાગીરથી ઉઠીને સંડાસમાં ગઇ હશે તેથી બારણું અધખોલું છે."

માસીબાએ કહ્યું:-"ઠીક તો તમે હવે જલ્દી જલ્દી પરવારી લ્યો. ન્હાઈ ધોઈ બાંધવા કરવાનું આટોપી લ્યો. થોડો નાસ્તો આપણે ત્યાં કરજો. જોત જોતામાં આઠ વાગી જશે, તે ખબરે પણ નહિ પડે." એટલું કહી તે અંદરની ઓરડીમાં જઇ ચૂલો સળગાવવા લાગી.

ભાગીરથીની માએ જાણ્યું કે છોકરી સંડાસમાં ગઇ છે. એમ જાણી તે બારણા આગળ દાતણ લઈ બેઠી. એટલામાં માસીબા પાછાં ફર્યાં અને કહ્યું:-"બ્હેન આજે આમ બેઠાં બેઠાં દાતણ કરવાનો વખત નથી. ઉતાવળથી સઘળું કામ આટોપી લ્યો."

ભાગીરથીની માએ કહ્યું–"પણ હજી સુધી ભાગી સંડાસમાંથી આવી નથી."

માસીબાએ કહ્યું:–"અત્યાર સુધી ત્યાં તે શું કરે છે? જલ્દી પરવારી લ્યો બ્હેન! આજે અહીં અને કાલે આ વખતે ક્યાંય હશો!"

"શું કરીએ બ્હેન, નસિબમાં કોણ જાણે શું ભોગવવાનું લખ્યું છે તે કોણ જાણે?"

"જો તો ખરી? હજી સુધી ભાગી ત્યાં કેમ બેસી રહી છે?" ભાગીરથીની મા ધીમે ધીમે સંડાસ આગળ ગઇ. જોયું તો બારણું ખુલ્લું હતું. અંદર કોઇ ન હતું. ધીમે પગલે પાછી આવી ગભરાયલે ચ્હેરે, ભીત સ્વરે બોલી:–"બ્હેન સંડાસમાં તો કોઈ નથી!"

"શું કહો છો?" માસીબા પણ ગભરાયલે અવાજે બોલી ઉઠી અને પાછળથી ઉમેર્યું કે, "જો જો કંઈ ઉપર તો ગઈ નથીને?"

ભાગીરથીની મા ઉપર ગઈ. જોયું તો ઓરડીમાં માકાભાઇ અને બીજા સુતા છે. માસીબાની ઓરડીમાં કોઈ નથી. દીવાનખાનામાં પણ કોઇ નથી. સુતેલાને જગાડ્યા વગર તે એકદમ નીચે આવી માસીબાને કહ્યું:–"ઉપર પણ છોકરી જણાતી નથી"

"આ શું? ઉપરે નથી અને નીચે પણ નથી, ત્યારે તે ગઇ ક્યાં? વળી આ બ્હારનો દરવાજો પણ ખુલ્લો દીસે છે. ઓ માકુ, ઓ સુંદર! ઉઠો, ઉઠો અહીં આવો. કોણ જાણે મને તો કંઈ સમજ પડતી નથી કે છોકરી ગઇ ક્યાં?"

માસીબાની બૂમ સાંભળી, માકુભાઈ, સુંદર વિગેરે નીચે દોડી

આવ્યા અને પુછવા લાગ્યાઃ–"શું છે? આમ બૂમો કેમ મારો છો?"

હીરાલાલ પણ ત્યાં આવી પુછવા લાગ્યોઃ–" આ બધું ધાંધલ શાનું છે?"

કાનર સ્વરે માસીબાએ કહ્યુંઃ–" ભાગી ઘરમાં જણાતી નથી. ઉપર પણ નથી. જાણ્યું કે કદાચ શૌચ ગઇ હશે, તો તે શૌચ સ્થાનમાં પણ નથી. આ દરવાજો અને પેલો ખુલ્લો છે. છોકરી ગઈ કયાં તે સમજાતું નથી."

ભાગીની મા રડવા અને છાતી કુટવા લાગી.

માકુભાઈ બોલી ઉઠયોઃ–" એ શું, સાળી અજાયબ જેવી વાત છે. ભાગી ઘરમાંથી જાય કયાં?"

" જાય કયાં તે કોણ જાણે? પણ ઘરમાં તો નથી." ચીડાયલા સ્વરે માસીબા બોલી ઉઠયાં."

" કદાચ દર્શન કરવા ગઈ હશે?" માકુએ કહ્યું.

" રોજ તો કંઈ દર્શન કરવા જતી નથી. કોક દહાડો જાય છે." ભાગીની મા બોલી.

" હા, પણ કોઈ કોઈ દિવસ જતી હતી ખરીને? આજે જવાનું છે માટે કદાચ ગઈ હોય તો લાવો હું જઈ તપાસ કરૂં."

એટલું કહી માકુભાઈ અને બીજા મદીર તરફ તપાસ કરવા નીકળી પડયા. ભાગીરથીના મા માસીબાને વળગી પડી છાતીફાટ રોવા લાગી અને કકળવા લાગીઃ–

" બ્હેન! શું થશે રે બાપ! ધુળ પડી રે જીવતરમાં. કોને મોઢું દેખાડીશ રે! ભગવાન! જાત ગઈ બ્હેન, આબ્રુ ગઈ, માન ગયું–કાળું મ્હોં હવે કોને દેખાડું રે બાપ?" એમ આક્રંદ કરવા લાગી.

૧૫

બરાબર નવ વાગે દીનેશ ગાડી લઇને ભાગીરથી અને તેની માને લેવા આવ્યો. જેવો તે ઓરડીમાં દાખલ થયો કે ભાગીરથીની મા રોતી રોતી તેના પગે પડી. દીનેશ તેને આ પ્રમાણે કરતી જોઈ આભો બની ગયો. તેને સમજણ પડી નહિ કે એકાએક તેના મિત્રની સ્ત્રી આમ કેમ કરે છે? આજ એકાએક રડતી અને પગે પડતી જોઇ, તે સ્તંભિત બની ગયો. પોતાના મિત્રની પત્ની સાથે બોલવાનો કે ઝાઝી વાત કરવાનો પરિચય ન હતો. આજ એકાએક તેની આવી સ્થિતિનું કારણ શું, તેની કલ્પના દીનેશને કયાંથી હોય! એટલામાં હીરાલાલ અંદર આવ્યો. દીનેશે કોઇ દિવસ હીરાલાલને જોયેલો નહિ એટલે એને ખબર નહતી કે એ ઘરધણી છે અને પોતાના મિત્રના કુટુમ્બ સાથે પરિચીત છે એથી તેણે પુછ્યું:-

"આપને કોનું કામ છે?"

દીનેશનો પ્રશ્ન સાંભળતાંની વાર ભાગીરથીની માં શુદ્ધિમાં આવી. તે ઉભી થઇ દૂર સરી ગઇ. દીનેશના પ્રશ્નના જવાબમાં હીરાલાલે કહ્યું કે:-

"મારૂં નામ હીરાલાલ છે. આ ઘર મારૂં પોતાનું છે. ભાગીરથી અમારાં ભાડુત છે. લાંબા પરિચયને લીધે અમારે એક કુટુમ્બવત્ સ્નેહ બધાયો છે. હું ધારૂં છું કે, આપનું નામ દીનેશરાય, નહિ વારૂ?"

દીનેશે જવાબમાં માથું નમાવ્યું. હીરાલાલે કહ્યું:-"ચાલો આપ દીવાનખાનામાં પધારો, ત્યાં આપણે વાતચીત કરીશું."

દીનેશે કહ્યું:–"મને પહેલાં જણાવો કે આ બધી ગરબડ શાની છે?"

હીરાલાલે ધીમે ધીમે સઘળી હકિકત કહેવા માંડી. તેણે વધારામાં જણાવ્યું કે:–

"મારો સાળો માકુભાઇ તેની શોધમાં ગયો છે. મારા છોકરાને પણ તેની શોધમાં મોકલ્યો છે. હજી સુધી કંઇ તેનો પત્તો લાગ્યો નથી. જોઇએ છે કે તેઓ શોધ કરી આવે છે કે નહિ! ભાગ્યે તે કોઇ વખત દેવદર્શન જતી. તે સિવાય તે કંઈ બ્હાર જતી કરતી નહિ. છોકરી ગરીબ ગાય જેવી હતી. શરમને લીધે ઉંચું મ્હોં કરીને બોલતાં કોઈ દહાડો અમે જોઇ નથી. ઘરની બ્હાર નીકળવું કે પરાયા માણસ સાથે ભાષણ કરવાનું પણ કદિ અમે જોયું નથી. તેના મનમાં શું હશે, તે પ્રભુ જાણે! ઘરનાં છોકરાં સાથે પણ તે બ્હાર કદિ જતી નહિ. અમે તેને અમારી પોતાની પેટની છોકરી સમાન ગણતા હતા. તેને આવી, બુદ્ધિ શાથી થઈ આવી ઇશ્વર જાણે?"

દીનેશે આ સર્વે સાંભળ્યા પછી એક દીર્ઘ નિ:શ્વાસ નાંખી કહ્યું:–"ત્યારે હવે કરવું શું? આનો શો ઉપાય કરવો?"

"શું કરવું?" હીરાલાલે કહ્યું:–"મારા સાળાને અને મારા છોકરાને આવવા દો. તે શી ખબર લઇને આવે છે. તે પછી કંઈ વિચાર કરીએ."

તેઓ આ પ્રમાણે વાતચીત કરે છે એટલામાં પાસેના ઘરવાળા નાનાભાઈ હાટે ત્યાં આવ્યો અને તે વૃદ્ધ મનુષ્ય કહેવા લાગ્યો:– "તમારા ભાહુતની છોકરીની કંઇ ભાળ લાગી કે? તમે શોધ કરવા માંડી તેની મને ખબર નહિ. પછી બધી હકીકત મારા જાણવામાં આવી. લ્યો હું તમને કંઇ ખબર આપું. તમે તો જાણો છો કે મને

દમનો વ્યાધિ છે અને ખોંખોં કરતાં રાત્રે મને ઉંઘ આવતી નથી. રાતના ત્રણ થયા હશે. તે વખતે બ્હાર ગેલરીમાં હું બીડી પીતો હતો એટલામાં એક ભાડુતી વિકટોરીઆ ત્રામના રસ્તાની તરફથી આવી. ગાડી આસ્તે આવી તમારા ઘરની સ્હામે ઉભી રહી. ગાડીમાંથી એક જુવાન છોકરો—ઠીક બરાબર માકુભાઇ જેવો—નીચે ઉતર્યો. મેં જાણ્યું કે તમારા ઘરનાં માણસો કદાચ નાટક જોવા ગયાં હશે એટલે ઝાઝું ધ્યાન આપ્યું નહિ. મીનીટ બે મીનીટ પછી ગાડી ચાલી ગઇ. મને કયાંથી ખબર કે આવો બધો ઘોટાળો હશે? નહિ તો સાળાની બરાબર ખબર લેત, નહિ તો મારૂં નામ હુાટે નહિ. તમે બધું જવા દઈ, એક કામ કરો. ગાડી તો ઠાકુરદ્વારના સ્ટેન્ડપરથીજ આવી હોવી જોઈએ, અને તે પણ નવી વાડીની સામેના તબેલામાંની હોવી જોઇએ. કારણ કે એટલી વ્હેલી બીજા તબેલાની ગાડી અહીં આવે એ બનવા જોગ નથી. માટે બીજું બધું રહેવા દઇ તબેલામાં જઇ ગાડીવાળાની તપાસ કરશો તો કદાચ કંઇક પત્તો લાગશે અથવા તો ક્યાં તપાસ કરવી તેનો કંઇ રસ્તો જણાશે. વારૂ, તમે ખોટું લગાડો તો તમારી મરજી પણ મને જે જણાય છે તે કહું છું. માફ કરજો, આ કામ જરૂર તમારા છોકરાઓની કલબના પૈકી કોઇનું હોવું જોઇએ. તમારા છોકરાઓનો એમાં હાથ હોવો જોઇએ. તેમની સલાહ કે મદદ વગર આ કામ બને નહિ.”

હીરાલાલ વચ્ચે બોલી ઉઠયોઃ—“ના, ના, નાનાભાઇ તમારી ભૂલ્ય છે. માકુ અને સુંદર તો બિછાનાપરથી ઉઠયા પણ ન હતા. સ્હવારમાં જ્યારે આ વાતની તેમને ખબર પડી ત્યારે બિચારા આભા જેવા

બની ગયા અને દાતણ પાણી કર્યા વગર શોધ કરવા નીકળી પડયા. એ ખરી વાત છે કે તેમને ગાન તાનનો શોખ છે, પરંતુ, તેઓની ચાલ ચલણ માટે કોઇ કહી શકે તેમ નથી. તમે પણ તેમને કંઈ બદફેલમાં જોયા છે કે કંઇ તેમની વિરૂદ્ધ કદિ પણ સાંભળ્યું છે ?"

નાનાભાઇએ કહ્યું:-"હું કયાં કહું છું કે તમારાં છોકરાં ખરાબ છે. એટલું તો ખરૂં કે આ બધું એ કલબમાંથી ઉભું થયું છે. આપણે સારા માણસના ઘરમાં એ કલબ શી અને એ ગાન તાન શાં ? એ અહીં સારા મહોલ્લામાં, સારા માણસના ઘરમાં શોભે ખરૂં ? એનું પરિણામ શું આવ્યું તે તમેજ કહોની ? એક સારા માણસની આબરૂ ધુળમાં મળી અને સદાને માટે કાળી ટીલી ચોંટી. વારૂ, થયું તે થયું; પણ જો કંઈ ખબર મળે તો મને જણાવજો. હું બનતી મદદ કરીશ" એટલું કહી નાનાભાઇ હાટે ચાલી નીકળ્યા.

દીનેશે હીરાલાલને પુછયું:-"હવે કરવું તેનો વિચાર કરો."

"છોકરાઓને આવવા દો પછી આપણે કંઇ નિર્ણય પર આવીએ" એટલું કહી હીરાલાલ ઘરમાં ગયો.

દીનેશ એકલો ઓરડીમાં બેસી રહ્યો.

મીનીટ બે મીનીટ નહિ થઈ હોય એટલામાં માકુભાઇનો અવાજ સંભળાયો. માકુભાઈ તેની બ્હેનને કહેતો હતો કે:-

"મોટી, જરૂર એ સાળાનુંજ કામ. હું અહીં આવનાર સઘળાને ઘેરઘેર જઇ આવ્યો. બધાય ઘેર મળ્યા પણ એ સાળો ઘેર નથી. એ કાલ સંધ્યાકાળનો નીકળ્યો છે તે હજી સુધી ઘેર આવ્યો નથી. મોટી હું ખરૂં કહું છું હું એ સાળાનું ખૂન કરીશ. ભલે ફાંસીએ ચઢું તેની પરવા નથી;

પણ એ સાળાને તો હું જોઈ લઇશ. મોટી! આજથી મને શિક્ષા મળી. હવે હું કોઇને અહીં ભેગા કરીશ નહિ."

બબલી બ્હેને કહ્યું, "એ તો ઠીક, થતાં થશે પણ બ્હાર દીનેશરાય બેસી રહ્યા છે તેને શું કહીશું ?"

આ વાત સાંભળી માકુભાઇનું મ્હોં વીલાઈ ગયું. તે બોલ્યોઃ–"મોટી, તેમને શું કહેવું, તેમના મ્હોં આગળ શું મ્હોં લઇ ઉભો રહું ?"

આ વખતે ભાગીરથીની મા બ્હાર આવી. તેની આંખમાં અશ્રુનું ટીપું નથી. તેના મુખ પરનો ભાવ તદ્દન પલટાઇ ગયો છે. મુખપર દૃઢતા, આંખોમાં એક પ્રકારના તેજની ચમક ઉઠી છે. તે બ્હાર આવી કઠોર સ્વરે બોલીઃ–

"ભાઈ? દીનેશરાયની ગાડી બ્હાર ઉભી છે. માકુ, ગાડીમાં સામાન રાખી દે. મારે પેટ કોઇ દીકરી હતી નહિ. હતી તો તેને કાલે સોનાપૂરમાં બાળી મૂકી છે. મારે પેટ દીકરી ! છીઃ છીઃ છીઃ મારે પેટ કોઇ છોકરી હતીજ નહિ. મારે પેટે એવી છોકરી જન્મે ખરી ? નહિ, કદિ નહિ. જા ભાઈ, દીનેશભાઇને કહે કે હું તેમની સાથે જવા તૈયાર છું. તમે પણ સઘળાં તેની શોધ કરવાનું માંડી વાળો. મારે મન એ છોકરી હતીજ નહિ. હું તેની છાયાને સ્પર્શ કરવામાં પણ પાપ સમજું છું. મારે પેટે અસતિ ! મારી છોકરી નાશી જાય ! એ વાતનું સ્મરણ કરવામાં પણ પાપ છે. બબલી બ્હેન ! જવા દો એ વાત. હરિ ! હરિ ! માકુ જા, જઇને સામાન ગાડીમાં રાખ." એટલું બોલી તે બ્હાર નીકળવા લાગી. બબલી બ્હેને, હાથ પકડી કહ્યું.

"બ્હેન! આમ ઉતાવળી માં થા. દીનેશભાઇ બ્હારની ઓરડીમાં બેઠા છે. તે આપણા પોતાના માણસ છે. શું કરવું તે તેમને પુછો. તે કહે તે પ્રમાણે કરો. માકુ! તું જા, દીનેશરાય શું કહે છે તે સાંભળ."

દીનેશ બ્હારના ખંડમાં બધું સાંભળતો હતો. માકુભાઇની આવીને વાત કરવાની વાટ ન જોતાં તેણે કહ્યું:-

"ભાભી જે કહે છે તે વ્યાજબી છે. તેમને મારી સાથે આવવા દો. ભાગીરથી જેવી અમારી કોઇ છોકરી હતીજ નહિ. તેની સાથે અમારે હવે કંઈ સંબંધ છે નહિ." એટલું કહી તે ઓરડીની બ્હાર નીકળ્યો.

ભાગીરથીની મા બબલી બ્હેનને પગે પડી. ગળગળા સ્વરે બોલી, "બ્હેન, તેની ખબર કાઢતાં નહિ. તે હવે મરી ગઇ છે. આ હતભાગિનીની વખતોવખત ખબર લેતાં રહેજો." આથી વધારે શબ્દો તેના મુખમાંથી નીકળ્યા નહિ, છેડાવતી આંખ લ્હોવા લાગી.

માકુભાઈ ભાગીરથીની માને પગે પડયો. તેણે તેને આશિંવાદ આપ્યો, "જીવતો રહે, બેટા, સુખી થજે અને મોટો થઈ આગળ જતાં નામ કાઢજે."

દીનેશ અને ભાગીની મા ગાડીમાં બેસી સ્ટેશન તરફ ચાલી નીકળ્યાં. સ્ટેશન જઈ સુરતની ટીકીટ લઈ ગાડીમાં બેઠયાં.

## ૧૬

લાડમાં માબાપે છોકરીનું નામ ભાગીરથી રાખ્યું હતું. તેઓ ભાગ્યેજ જાણતાં હતાં કે તેમની એકની એક અને લાડકી કન્યા કુળમાં કલંક લગાડશે અને નાશી જશે. બાળ વિધવાને ચરિત્રવાન,

કરવાને જે પ્રકારનું શિક્ષણ આપવું જોઈએ તે આપવામાં કેટલાક ત્રૂટી કરે છે. તેમને યોગ્ય શિક્ષા આપવામાં કેટલાક ઉદાસીન રહે છે અને એનું પરિણામ ઘણીવાર માઠું આવે છે. મોહન આવામાંનો એક હતો. કન્યાને સુશિક્ષણ આપવાનું તો બાજુએ રહ્યું, પણ પોતાના આચાર વ્યવહારમાં જોઇતી શુદ્ધિ ન રાખવાથી, કન્યા કુલક્ષણ શીખી. જ્યારે પોતાની એકની એક છોકરી બાળપણમાં વિધવા થઇ ત્યારથી મોહન પોતાની પત્ની અને કન્યા તરફ વધારે આદરથી જોવા લાગ્યો અને અધિક લાડ લડાવવા લાગ્યો. પોતાની કન્યા જે માગે તે હાજર કરતો, એટલુંજ નહિ, પણ તેની દરેક હઠ પૂરી પાડતો. જો એકની એક છોકરી કંઈ અપરાધ કરે અથવા તો વાંક કરે તો તેને ઠપકો આપતો નહિ, એટલુંજ નહિ, પણ તેના વાંકને છાવરતો. જો કદાચ છોકરીની મા ઠપકો આપે તો તે છોકરીનું ઉપરાણું લેતો અથવા કહેતો કે: "બચ્ચું છે–નાદાન છે. સમજણની વયમાં આવશે કે આપોઆપ શહાણી થશે. બાળક હોય તે હઠ કરે. જ્યારે તેને પોતાના દુર્દૈવની વાત સમજાશે ત્યારે તે કંઇ માગશે નહિ." નાનપણથીજ આ પ્રમાણે ભાગીરથી લાડમાં મોટી થઈ. પોતાની મરજી વિરૂદ્ધ કોઇ જાય, તે વાત તે કદિ પણ સાંખતી નહિ. આ સિવાય ભાગીરથીનું ચારિત્ર્ય શિથિલ થાય તેવી બીજી સંભાવના હતી. હીરાલાલ અનેક વખત પોતાના મિત્રો સાથે કુત્સિત આમોદ આલ્હાદ છોકરીની હાજરીમાં કરતો; મદ્યપાન કરી ઉન્મત બનતો. આવા સંજોગોમાં- નાદાન છોકરીના કુમળા મગજપર શી છાપ પડે તેનો વિચાર વાંચકે કરવો. આ સિવાય બીજી બાબત એ હતી કે તેની

માતાએ ઘરની પસંદગીમાં ભૂલ્ય કરી હતી. તેઓ જે સ્થાનમાં રહેતાં હતાં, તે સ્થાનને કુશિક્ષાની શાળા કહેવામાં ખોટું શું છે? આડે માર્ગે જવાને સંપૂર્ણ સહાયરૂપ તે સ્થાન હતું. આવા સંજોગોમાં, ઉગતી યુવાનીમાં. નાદાન છોકરી પાપ પ્રલોભનથી મુગ્ધ થઈ, કુમાર્ગે પદારોપણ કરે, રમણીનું અમૂલ્ય ધન–સતીત્વ તે રત્ન ગુમાવી બેસે, એમાં વિસ્મય પામવા જેવું શું છે? જ્યારે સુશિક્ષા પ્રાપ્ત કરવા છતાં ઘણાકનું પદસ્ખલન થાય છે, તો અશિક્ષિતા, વિલાસમાં ઉછરેલી યુવતિ પાપના પ્રલોભનને નિવારી શકે, એ સ્હેલી વાત નથી. આ ન સમજવામાં ઘણાં સારાં અને કુલિન કુટુમ્બોને કાળી ટીલી લાગી છે. કેટલા ઘરમાં ગુપ્ત રીતે કેવાં કુત્સિત કાર્યો થાય છે, તે જાણતાંની વાર કે સ્મરણમાં તે વાત આવતાંની વાર, શરીર કમ્પી ઉઠે છે. અજ્ઞાન ભાગીરથી એ પ્રલોભનને સંવરણ ન કરવાથી ક્યાં સરી પડી! ભાગીરથીના પાપ–જીવનનો આ અધ્યાય ન લખવો એજ ઉચિત છે. પાપનું ચિત્ર અંકિત કરતાં લેખિની સંકુચિત થઇ જાય છે. ગુર્જર વિધવાના પવિત્ર બ્રહ્મચર્યની મહત્ કથા લખી કૃતાર્થ થવાની ઇચ્છાને બદલે એક ગુર્જર વિધવાના શોચનીય પાપજીવનની કથા આલેખવી, એ લેખકને માટે દુર્ભાગ્યની વાત નહિ તો બીજું શું? માતા–ભગિની–સ્ત્રી–કન્યા સમક્ષ એ કથા લખતાં હૃદય વિદિર્ણ થઇ લેખિની અવસન્ન બની જાય છે. વાંચનાર અને વાંચનારીઓ! ક્ષમા કરો; અમે ભાગીરથીના જીવનના આ અધ્યાયનું વિસ્તૃત વિવેચન કરી શકતા નથી. અભાગી ભાગીરથીના

જીવનનો આ અંશ જેટલો લખ્યા વગર ચાલે તેમ નથી તે લખી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

જ્યારે ભાગીરથીએ પોતાની માતા પાસેથી સાંભળ્યું કે મુંબઈ છોડી બ્હારગામ જવું પડશે, ત્યારે તેણે મુંબઈ રહેવા હઠ કરી અને વાંધા જણાવ્યા; પરંતુ જ્યારે તેની માએ એ સર્વ લક્ષમાં લીધું નહિ, ત્યારે તેણે માકુભાઈને હાથમાં લેવા યત્ન કર્યો અને તેને શરણે ગઇ. માકુભાઇ પણ પોતાની બ્હેનને કે ભાગીરથીની માને સમજાવી શક્યો નહિ અને તેમના વિચારને ફેરવી શક્યો નહિ, એટલુંજ નહિ, પણ તે પણ તેને પોતાની માતાની સાથે બાહારગામ જવા આગ્રહ કરવા લાગ્યો, ત્યારે ભાગીરથી માકાભાઈ પર ગુસ્સે થઈ. પોતાનું મનનું ધાર્યું સિદ્ધ કરવાના સઘળા રસ્તા બંધ જોઇ તેણે માકુભાઇના ક્લબના મેમ્બરનો આશ્રય લીધો અને તેની સહાય લેવાનું નક્કી કર્યું.

અત્યાર પૂર્વે તેને નરહર સાથે વાતચીતનો પ્રસંગ હતો નહિ, પરંતુ, નરહરનું બોલવું, રસિક ગાયનની ટૂંકો, કટાક્ષનિક્ષેપ તેણે જોયાં હતાં. તે ઉપરાંત કેટલીક વાર બંનેનો દૃષ્ટિવિનિમય થયો હતો. આ ઉપરથી ભાગીરથીએ મનમાં અનુમાન કર્યું કે જો નરહરને આ કામ કરવાનો અનુરોધ કરવામાં આવે તો તે ના પાડશે નહિ; પરંતુ, ઘરમાં તેની સાથે વાતચીતનો પ્રસંગ શોધવો સ્હેલો નહતો. આથી તેણે નરહરને એક પત્ર લખ્યો અને ક્લબમાં જે વખતે તે આવ્યો ત્યારે ચાલાકીથી નજર ચુકાવી તે પત્રને તેના હાથમાં મૂક્યો.

નરહરને પત્ર મળતાં સ્વર્ગ વેંતભરજ વેગળું લાગ્યું કે ચાંદ હાથમાં આવ્યો એમ જણાયું. ઘણા વખતથી તે પોતાના મનની દુભિંલાષા સિદ્ધ કરવાને તક શોધ્યા કરતો હતો. તેમાં વળી ભાગીરથીએ પોતેજ તેને તકની સગવડ કરી આપી, પછી પુછવું શું? ભાગીરથીના પત્રના જવાબમાં નરહરે જે લખ્યું હતું તેનો ટૂંક સાર એ હતો કે રવિવારે મળસ્કું થતામાં ઓરડી આગળ આવી બારણું સ્હેજ ખખડાવવું. બારણું ખખડતાં ભાગીરથીએ ઓરડીની બ્હાર ચાલી નીકળવું. ભાગીરથીને લઈ તેની વિધવા માસી સાંતાક્રુજ રહેતી હતી ત્યાં તેને લઇ જઇ રાખવી. બે ત્રણ દિવસ તેણે નરહરની માસીને ત્યાંજ રહેવું, એટલામાં દીનેશરાય કંટાળી પાછા ચાલી જશે અને ભાગીરથીની માતાને છોકરીની શોધ કરવા મુંબઇજ રાખી જશે. એ પ્રમાણે દીનેશના ગયા પછી નરહરે ભાગીને પાછી છાનીમાની ઘેર મૂકી જવી. એમ કરવાથી મુંબઈ છોડવું નહિ પડે. ભાગીરથીને આ વાત પસંદ આવી. એમાં તેને વાંધો જણાયો નહિ. તેને લાગ્યું કે બહુ થશે તો મા બબડાટ કરશે. મુંબઈ ન છોડવા માટે એટલો બકવાદ સહન કરી લઈશ, એમાં વાંધો શું છે? વળી નરહરની વિધવા માસીને ત્યાં રહેવામાં કંઈ દોષ નથી. આ સિવાય બીજી કોઈ જાતની શંકા તેના મનમાં ઉપસ્થિત થઈ હશે કે નહિ તે ભગવાન જાણે! નરહરના પત્રના જવાબમાં જ્યારે નરહર બીજે દિવસે કલબમાં આવ્યો ત્યારે ભાગીરથીએ બારણામાંથી આંખના અણસારા અને સ્હેજ હાસ્યથી, નક્કી કરેલી ગોઠવણ પસંદ છે એમ જણાવ્યું.

નરહરના ઘરની સ્થિતિ ખરાબ નહતી. નરહરને એક મોટો ભાઈ

હતો. જે અંગ્રેજી પેઢીમાં આસીસ્ટન્ટ મેનેજરનું કામ કરતો હતો. મહિને દહાડે ચારસો રૂપિયા પગાર મળતો. મતલબ કે ઘરનો સુખી હતો. બાપ પણ થોડી મિલ્કત મૂકી ગયો હતો. ડોસી પાસે નગદ રકમ હતી. તે સિવાય ઘર ખર્ચને માટે પૈસા રહેતા હતા. કુંભારટૂકડાપર એક બંગલા ઘાટના નાના ઘરમાં તેઓ રહેતા હતા. નરહરને કંઇ કામકાજ ન હતું. મોટાભાઈ ઘર સંસાર ચલાવતા હતા.

નરહર ભણતો હતો, ભણવા કરતાં લાલાગીરીમાં અને સ્હેલ સપાટામાં વધારે જીવ હતો. નાટકો જોવાં, સીનેમા જોવા, કલબમાં ગાનતાન કરવામાં અને લાલાગીરીમાં સમય જતો. મહિને જે કંઈ થોડું ખર્ચ થતું તે મા પાસેથી કઢાવતો હતો. નરહરનાં લગ્ન થયાં નહતાં. અમે ધારીએ છીએ કે નરહરનો આટલો પરિચય બસ્સ થશે. ક્લબોમાં નરહરના ગળાની અને ગાવાની તારીફ થતી હતી.

નરહરને આ વખતે જે રમત રમવાની હતી અને જે દાવ મુકવાનો હતો તેમાં કંઈ દશ બાર રૂપિયાથી કામ ચાલે તેમ ન હતું. એમાં વધારે રૂપિયાની જરૂર હતી. મા પાસેથી બહુ તો તે પંદર વિસ રૂપિયા કઢાવે તેજ. તે જાણતો હતો કે એકે સામટા બસો ત્રણસો રૂપિયા મા આપશે નહિ. આથી તેણે સુશીલ અને લાયક બાળકની પેઠે માતાની ટ્રંક તોડી, થોડા રૂપિયા લઈલેવાની સુવ્યવસ્થા કરી. તેનું નસીબ પણ જોરાવર કે રવિવારે સંધ્યા સમયે તેને જોઇતી તક આપોઆપ મળી આવી. તેના મોટાભાઈની વહુ સગર્ભા હતી અને દહાડા પુરા ભરાવાથી પોતાના ભાઇને ઘેર વાંદરે ગઇ હતી. રવિવારે બપોરે ખબર આવી કે ભાઇને પુત્ર સાંપડયો છે. ડોશી આ ખબર

સાંભળતાંની વાર રામાને લઇ વાંદરા ચાલી ગઈ. જતાં જતાં કહેની ગઇ કે આજે આવું તો આવું, નહિ તો, કાલ્ય સ્હવારે વહુને આરામ થયો જોઈ આવીશ. માની ગેરહાજરીમાં શ્રીયુત્ નરહરે ટ્રંક તોડી. તીજોરી ફોડવાનું સાહસ તેમનાથી થયું નહિ. ટ્રંકમાં નોટો અને રોકડા રૂપિયા મળી ૧૪૮–૧૩–૬ હતી. ૧૪૮ રૂપિયા લઈ લીધા અને ઘર ખર્ચને માટે સાડા તેર આના રહેવા દીધા; કારણ કે, ગૃહસ્થના ઘરમાં તીજોરી કે ગલ્લામાં એકદમ શૂન્ય રહેવા દેવી એ ઠીક નથી, માટે એટલી રકમ રહેવા દઇ, મા આવી પહોંચે ત્યાર પહેલાં ગૃહત્યાગ કરી ચાલી નીકળ્યા. અત્રે એટલું કહેવું આવશ્યક છે કે નરહરને કોઇ માસી હતી નહિ અને તે સાંતાક્રુઝમાં રહેતી પણ નહતી. માત્ર ભાગીરથીને શાંત રાખવા માસીની સૃષ્ટિ ઉપજાવી કાઢી હતી. બાકી એ વાત તદ્દન બનાવટી હતી.

પૂર્વે કરેલા સંકેત પ્રમાણે રવિવારની રાત્ર પૂરી થવાની તૈયારીમાં હતી, તે વખતે એક ભાડુતી વિકટોરીયા ભાગીરથીના ઘર આગળ આવી પહોંચી. ભાગીરથી જાગતીજ હતી. સંકેત પ્રમાણે અવાજ સાંભળતાં વાર, પહેરે કપડે તે બ્હાર નીકળી અને બોલ્યા ચાલ્યા વગર ગાડીમાં બેઠી. નરહર બુદ્ધિમાન અને ચાલાક હતો. તે ગાડીમાં ભાગીરથીની સાથે ન બેસતાં સ્હામેની જગાપર બેઠો. ગાડી સડસડાટ ચાલી ગઈ

## ૧૭

ગાડીમાં બેઠા પછી ભાગીરથી શું વિચાર કરતી હતી, તે ભાગીરથીજ જાણે અને નરહર શા વિચાર કરતો હતો, તે નરહરજ જાણે. આવી અવસ્થામાં એકમેકના મનમાં શા વિચાર ચાલતા હતા, તે કહેવા કોઇને સાધ્ય છે કે નહિ, તે અમે જાણતા નથી; પણ એટલું તો જાણીએ છીએ કે અમને તો તે સાધ્ય નથી. તેઓ બન્ને ચૂપચાપ ગાડીમાં બેઠાં હતાં. ગાડી સડસાટ બોરીબંદર આગળ આવી. ભાગીરથી બોલી:—

"આતો જી. આઈ. પી. નું સ્ટેશન છે."

ઘેરથી નીકળ્યા પછી આ તેના મ્હોંથી પ્રથમ શબ્દો હતા.

નરહર આના જવાબ માટે તૈયાર હતો. તેણે સ્હેજ ડચકાંતાં જવાબ આપ્યો:—"આપણે સાંતાક્રુઝ જવાનો વિચાર ફેરવી નાખ્યો છે."

વ્યગ્ર સ્વરે ભાગીએ કહ્યું:—"કેમ શું આપણે સાંતાક્રુઝ જવું નથી? ત્યારે આપણે ક્યાં જઇએ છીએ?"

નરહરે કહ્યું:—"ભાગી? બ્હીવાનું કંઇ કારણ નથી. તારા ભલાને માટેજ મેં સાંતાક્રુઝ જવાનો વિચાર માંડી વાળ્યો છે. સ્હવાર થતાંજ તેઓ તારી શોધ કરવા માંડશે. વારુ, વળી બાકુભાઇ શોધતાં શોધતાં મારે ઘેર પણ તપાસ કરવા આવશે. જો કદાચ તેના મનમાં વ્હેમ આવ્યો, કે મેં તને ઘર છોડી જવામાં મદદ કરી છે, તો એ જરૂર સાંતાક્રુઝ મારી માસીને ત્યાં ગયા વગર રહેશે નહિ. જો આપણે ત્યાં

6

ગયા હોત તો જરૂર આકુ તને પાછો લઈ ગયા વગર રહેત નહિ. માટે મેં જે કાંઇ કર્યું છે, તે સઘળી વાતનો વિચાર કરી કર્યું છે. માટે—"

ભાગીરથી વચમાંજ બોલી ઉઠી:–"ત્યારે હવે શું થશે? તમે મને કયાં લઇ જાઓ છો?"

"આમ ગભરાય છે શા માટે?" નરહરે આશ્વાસન આપતાં કહ્યું, "મેં એકવાર કહ્યું કે મેં બધું જોઈ વિચારીને પગલું ભર્યું છે, અને તારા હિતને માટેજ કર્યું છે. આપણે અહીંથી નાશિક જઇશું. ત્યાં થોડા વખતમાં પહોંચી જઈશું. ત્યાં જાત્રાળુઓને રહેવાને માટે ઘણી જગા છે અને કોઇ પણ વાતનું દુઃખ નથી. ત્યાંથી આપણે બે દિવસમાં પાછા ફરીશું. તું તારી મા પાસે જજે. એમાં કાંઈ વાંધા જેવું હોય તો કહી દે, હું ગાડી પાછી ફેરવું અને કહે તો ઘેર તારી મા પાસે મુકી આવું. મેં તો માત્ર તારા કહેવાથી અને તારા ભલા માટે, આ કામ કર્યું છે. તને કંઈ હરકત જેવું લાગતું હોય તો ચાલ પાછી, મને કંઈ વાંધો નથી. પછી તું મને એમ કહેતી ના કે મેં તને મદદ કરી નહિ."

ભાગીરથી ધીરેથી બોલી:—"હું તેમ કયાં કહું છું? હું કહેતી નથી કે તમે કંઈ વિચાર કર્યા વગર પગલું ભર્યું હોય; પણ——"

"પણ બણ કંઇ નહિ" નરહરે જરા ચીઢાઈ જવાબ આપ્યો; "જો તને પોતાને ઠીક લાગતું હોય તો ચાલ અને જો તારા મનમાં જરા પણ વ્હેમ હોય તો હજી પણ પાછી ફર. હજી કંઈ વીતી ગયું

નથી. નકામું મારે માથે કલંક વ્હોરી લેવું શા માટે? મને કંઇ આમ કરવાની જરૂર ન હતી. તારા પોતાના કહેવાથી, તને આપત્તિમાંથી બચાવવા, આ સર્વ ખટપટ કરી છે અને તને બચાવવાની ખાતર બદનામીનો ટોપલો મારે માથે વ્હોરી લેવા જેવું કર્યું છે."

ભાગીરથીએ દીનપણે કહ્યું:—"હું ક્યાં તમને એમ કહું છું! હું તો એમ વિચાર કરૂં છું કે તમારી માસીને ત્યાં રહેવાથી કોઇ કંઇ કહેત કરત નહિ. એકલી બૈરીની જાત અને બે ત્રણ દહાડા બ્હાર ગામ કાઢવાથી ઘરનાં અને લોકો શું કહેશે? હું તો———"

"જો એમજ હોય તો વિચાર કરવા જેવું શું છે? લેને ગાડીને પાછી ફેરવીએ" નરહરે કહ્યું.

ભાગીરથી ક્ષણ નિસ્તબ્ધપણે વિચાર કરવા લાગી. તેણે કોણ જાણે મનમાં શો વિચાર કર્યો તે તે જાણે, પણ તરતજ બીજી ક્ષણે તે બોલી:—"ના—ના, તેમ નથી કરવું. ઘેર પાછું ફરી શું કરવું છે? તમે મનમાં કંઈ લાવતા ના. તમારાપર મને કંઈ વ્હેમ નથી. ખરેખર ઇશ્વરના સોગન લઇ હું કહું છું કે તમારે માટે મારા મનમાં કંઇ કુશંકા જેવું નથી. જો તેમ હોત તો તમારી સાથે આવત શું કરવા?"

સ્ટેશનપર આવી વિકટોરીઆના પૈસા ચુકવી આપી, નરહરે કલ્યાણની ટીકીટ લીધી અને લોકલ ટ્રેનમાં કલ્યાણ ઉપડી ગયો. એમ કરવાને ખાસ કારણ હતું. જો સ્ટેશનપર બેસી રહે તો તે ઘણાની નજરે પડે, માટે તેણે કલ્યાણની ટીકીટ લીધી. કારણ કે

મેલને માટે તો ઘણી વાર હતી. એટલો વખત રાતના નવ સુધી બોરીબંદરપર બેસી રહેવું પાલવે તેમ ન હતું. કલ્યાણપર આવતાંની વાત નરહરે કહ્યું:—" ભાગીરથી! આપણે અહીં ગાડી બદલવાની છે, માટે ઉતરી અમરનાથનાં દર્શન કરી આવીએ, એમ કહી તેણે ગાડીમાંથી પોતાની સાથે લીધેલો થોડો સામાન નીચે ઉતાર્યો. સ્ટેશન પર થોડાં કેળાં, સંતરાં વિગેરે લીધાં અને ચાર માઈલ છેટે અમરનાથ ટાંગો કરી ગયાં. ત્યાં જઇ થોડો નાસ્તો કરી, દર્શન અને જોવા કરવામાં સમય ગાળી, રાતના આઠને સુમારે સ્ટેશનપર આવ્યાં. થોડો સમય સ્ટેશનપર પસાર કર્યો. ગાડી આવવાના વખત પૂર્વે ટીકીટ ઓફિસ ઉઘડી. નરહરે બે ટીકીટ નાશિકને બદલે કાશીની લીધી. વાંચનારને સ્વભાવિક રીતે પ્રશ્ન થશે કે નરહરે કાશીની ટીકીટ શા માટે કાઢી હશે? એટલે લાંબે તેને ઓળખાણ કયાંથી હશે? પાસેના જાત્રાનાં સ્થળ છોડી એટલે લાંબે જવાની જરૂર શી હશે? આ સ્વભાવિક પ્રશ્નો છે. નરહરને કાશીની હકિકત માલમ હતી. તેની માતા કાશી જઇ આવી હતી અને કાશીના ગોરનો મોટો છોકરો પોતાના ભાઈની જનોઇને માટે ટીપ લઈ મુંબઈ આવ્યો હતો; તે નરહરને ઘેર ઉતર્યો હતો. બન્ને સરખા સ્વભાવના હોવાથી બન્ને વચ્ચે સારી મૈત્રી જામી હતી. નરહરે નાટક ચેટક, મુંબાઈના રંગરાગ દેખાડયાં હતાં. તેણે કાશીની હકીકત, કાશીમાં તવાયફના ગાન, કાશીની મોજ મજાહ, અને કાશીની બદમાશી, પંડા લોકનાં જીવન કેવાં એશઆરામ અને મોજ મજાહમાં જાય છે, તે જણાવ્યું હતું અને એકવાર કાશી આવી જવા આગ્રહ

કર્યો હતો. નરહરના મનમાં આ તાજું હોવાથી અને કાશીમાંજ આપણી ડાળ સીજશે, એમ ધારી કાશીની ટીકીટ લીધી.

ઘંટ વાગ્યો. ગાડી આવી. કુલીને સામાન લેવાનું કહી નરહર અને ભાગીરથી ટ્રેનના ડબ્બામાં બેઠયાં. ગાડીમાં ઝાઝી ભીડ ન હતી. સાંકડેમોકડે સમાશ થઈ ગયો. ડબ્બામાં જે માણુસો હતાં તે મનમાડ ઉતરવાનાં હતાં. મનમાડ પછી ડબ્બો ખાલી થઈ ગયો. ભાગીરથી બાંકપર આડી પડી વિચાર કરવા લાગી. વિચારમાં ને વિચારમાં તે ઉંઘી ગઈ.

## ૧૮

ગાડી ભુસાવલ સ્ટેશન આવવાની થોડીવાર પહેલાં ભાગીરથી જાગૃત થઇ. આંખ્યો ઉઘાડી જોયું તો સ્હવાર થયું હતું. એટલી બધી વાર થઇ, નાશિક આવ્યું નહિ એ શું ? ભાગીરથીએ ધીરેથી પૂછ્યું:- "તમે મને કયાં લઈ જાઓ છો ? નાશિક જતાં તો આટલી વાર લાગે નહિ."

નરહરે હસીને જવાબ આપ્યો:-"નાશિક ! આપણે તો કાશી જઇએ છીએ."

ભાગીરથી ભયભીત સ્વરે બોલી:-"કાશી ? કાશી શા માટે ? નરૂ ? તમે શું કહો છો ?"

નરહરે જવાબ આપ્યો, "ખરેખર કાશી જઇએ છીએ. નાશિક જવાની વાત ખોટી હતી-બનાવટી હતી. પહેલેથીજ કાશી

જવાનો નિશ્ચય કર્યો હતો. જો પહેલેથી કહ્યું હોત તો તું આવત નહિ, માટે કહ્યું ન હતું; પણ મેં તો પહેલેથીજ કાશી જવાનો ઈરાદો કર્યો હતો."

ભાગીરથીની આંખ્યમાં આસું આવ્યાં. આ ક્ષણે તેને ભાન આવ્યું કે નરહર કીયા અગાધ સાગરમાં તેને હડસેલી મુકે છે? તેના મનમાં થઈ આવ્યું કે બૂમ મારી, ડબ્બાના માણુસોને કહું કે, "અરે મને કોઈ બચાવો! બચાવો! જૂઓ આ પાપી મને ફસાવી કાશી લઈ જાય છે." પરંતુ તરતજ તેના મનમાં વિચાર આવ્યો કે એમ કરવાથી લાભ શો? લોકોને બધી વાતની ખબર પડશે, તો આબરૂ જશે, શરમાવા જેવું થશે. કદાચ લોકો સ્ટેશનના પોલીસને બોલાવી તેમને સ્વાધીન કરશે, એમ કરવું ઠીક નથી.

નરહરને શો જવાબ દેવો, તેની ભાગીરથીને સુઝ પડી નહિ. તેનું મ્હોં વીલાઈ ગયું. તેનું શરીર કંપવા લાગ્યું. તેના હોઠ ફફડવા લાગ્યા, પણ તેના મ્હોંમાંથી એક પણ શબ્દ બ્હાર નીકળ્યો નહિ. આખી રાતની મુસાફરી. ફકત થોડો નાસ્તો લીધેલો, તેથી શરીર તો થાકીને લોથ થઈ ગયું હતું. તે એકદમ ગાડીની બારીપર માથું નાંખી પડી. તેની આવી સ્થિતિ જોઈ, નરહર ચુપચાપ તેની સ્હામું જોઇ રહ્યો. થોડીવાર પછી બોલ્યોઃ—"ભાગી! ઘેલી થઇ છું? તું શું વિચાર કરે છે? જો ગાડી અહીં અડધો કલાક થોભે છે. જરા મ્હોં બોં ધોઈ લે. જરા ચ્હા મંગાવું તે પી અને થોડો નાસ્તો કર, પછી તેમ કરવાને વખત મળશે નહિ."

ભાગીરથીએ માથું ઉંચું કર્યું. નરહરે જોયું કે તે રડે છેઃ

તેનું મ્હોં મ્લાન થયું છે; આંખ્યો લાલ થઈ છે; તેની આવી દશા જોઈ નરહરને કંઈ કહેવાની હિંમત થઈ નહિ.

ભાગીરથી એક દીર્ઘ નિશ્વાસ નાંખી અતિ કષ્ટથી બોલીઃ– "મારા પાપની સજા ભોગવવાની શરૂઆત થઇ ચુકી છે. નરહર? તેમાં તું ઉમેરો કર ના. એક તો મારા હૈયામાં હોળી સળગે છે, તેમાં તું ઘી ન હોમ, એટલે બસ્સ. જો મારે કંઈ ખાવું કરવું હશે તો તે કાશી ગયા પછી. ઓ મા રે! ઓ મા!" એટલું બોલી ભાગી બંચપર પડી. ગાડી સ્ટેશનપરથી ઉપડી. બીજું સ્ટેશન ગયું. ભાગીરથી ચુપચાપ પડી રહી. એક બે વાર તેને બોલાવી પણ તેણે કંઈ જવાબ આપ્યો નહિ. નરૂ ઉઠી તેની પાસે ગયો. તેના વાંસે હાથ ફેરવી બેઠી થવા કહ્યું. ભાગીએ સ્હેજ પાસું ફેરવી તેની સ્હામું જોયું.

નરહરે કહ્યુંઃ–"સારો દિવસ ભુખ મારવાથી શરીર બગડશે. જરા કહ્યું માન."

ભાગીરથીએ જવાબ આપ્યોઃ—"નરૂ! મને સતાવો નહિ. મારૂં માથું ના ફોડો. હું કાશી પહોંચ્યા પહેલાં કંઈ ખાવા પીવાની નથી. હું પગે પડું છું. બળતામાં ઘી શું કામ હોમો છો?" નરહરે તેના બોલવાનો જવાબ આપ્યો નહિ. તે ચુપચાપ બેસી રહ્યો.

પાસેના ડબ્બામાં કેટલાક ભૈયા અને એક બે ગુજરાતી બેઠા હતા. ભૈયા ચલમો ફુંકતા હતા અને મુંબઈની વાતો કરતા હતા. કોઈ તેના શેઠના ગુણ ગાતો હતો, તો કોઈ તેના નસીબને રોતો હતો. કોઈ દુધ અને દાવણીની હકિકત સમજાવતો હતો. કોઇ

ઉધરાણીની જોખમદારી અને શેઠના વિશ્વાસની વાત કહેતો હત
કોઇ તેના ભાટીઆ શેઠની ઉદારતા અને શેઠાણીની મહેરબાની
કીસ્સો કહેતો હતો. આમ તેઓ માંહોમાંહ વાતો કરતા હતા. મ
ગુજરાતી નરહર તરફ જોઇ રહ્યા હતા. તેમાંના એકે પૂછ્યું:-

"ભાઈ! તમારે ક્યાં જવું છે?"

"કાશી."

"શું જાત્રાએ જાઓ છો?"

"ના."

"ત્યારે ત્યાં કોઈ તમારૂં સગું રહે છે?"

કોઈ પણ પ્રકારના ભાવપરિવર્તન વગર નરહરે કહ્યું:-"અ
કાશી રહેતા નથી. અમારી મા ત્યાં રહે છે તે માંદી છે, એમ સમાચ
આવવાથી આ બ્હેનને લઇ હું ત્યાં જાઉં છું."

"ઠીક, પણ તમે લાંબી મુસાફરી કરો છો ને સાથે ક
કોઈ ખાવા કરવાનું રાખ્યું નથી એ શું? ન હોય તો હું આપુ
અમારી પાસે મગજ, પુરી, ચેવડો અને અથાણું છે. શું બ્હેન
તબિયત નરમ છે?"

નરહરે કહ્યું:-"ના, ના તેમ નથી. તે ન્હાઈ કરીને બેઠી
પણ તે ગાડીમાં ખાવાની ના પાડે છે. બાકી ખાવાનું તો સાથે લી
છે. કહે છે કે કાશી પહોંચ્યા પછી માને સારી જોઈ ખાવાનું ખાઈશ
નાની વિધવા બ્હેન ન ખાય અને મારે ખાવું એ ઠીક કહેવાય
માટે આ રહેવા દીધું છે."

"તમે બન્ને થોડું ખાઇ લ્યો. મુસાફરીનો મામલો એ

ભૂખ્યા રહે, શરીર બગડે. સમજાવો, જો ખાય તો સારૂં; પણ આપણી હિંદુઓની વિધવા તેમ કરે નહિ. બાળપણમાં રંડાપો શો ? હજી તો ઉગતી વય છે. અમારે પણ ભાંઇ એક વિધવા દીકરી છે. બાળ વિધવા એ બળતી સગડી છે; પણ શું કરીએ ? ઈશ્વર જે કરે તે ખરૂં." એટલું કહી તે ગુજરાતીએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

નરહરે આટલી શીખામણ પછી ખાવાની શુભ શરૂઆત કરી. થોડું ખાધું, પાણી પીધું અને પાન લીધાં હતાં તેમાંથી એક મ્હોંમાં મૂકી, સીગારેટ ડબ્બીમાંથી કાઢી સળગાવી અને જરા આડા પડી આસાયેશ લેવા લાગ્યો. તેની સ્હામે અભાગીની, ગૃહત્યાગિની, મર્મપીડિતા, અનાથ ભાગીરથી બેંચપર પડી પડી શા વિચાર કરતી હતી, તે તેજ જાણે, કે સર્વસાક્ષી, સર્વદ્રષ્ટા ભગવાનજ જાણે.

## ૧૯

ગાડી મોગલસરેઇના સ્ટેશનપર પહોંચી. નરહરે ભ:ગીરથીને કહ્યું, "અહીં ગાડી બદલવાની છે. કાશી આવી લાગ્યું."

આખા દિવસનો અપવાસ, રાત્રીનો ઉજાગરો, ભાગીનો દેખાવ વિચિત્ર હતો. નરહરે કેટલી વખત તેને ખાવા કહ્યું હતું પણ તેણે પેટમાં પાણી સુદ્ધાં નાખ્યું ન હતું. તે મુડદા જેવી બેન્ચપર પડી રહી હતી. ઉતારૂઓ કેટલા ઉતર્યા અને કેટલા બીજે સ્ટેશનેથી ગાડીમાં

બેઠા, પણ તે તરફ તેનું ધ્યાન પણ ન હતું. કેટલા જણ કોલાહલ કરી વાતો કરતા હતા તે તરફ તેનું લક્ષ ન હતું.

મોગલસરેઇપર ગાડી બદલવાનું કહેતાં ભાગીરથી ધીરે બેઠી થઇ. તેનું વિવર્ણ મ્હોં, લાલ આંખ્યો જોઈ, નરહર જરા બ્હીન્યો. તે સમજી ગયો કે ભાગીરથી જરા પણ ઉંઘી નથી. આખી રાત્ર ઉંઘી નથી. આખી રાત રોઇ રોઇને કાઢી છે. તેની આવી સ્થિતિ જોઈ નરહરને કાંઇ કહેવાની હિંમત થઈ નહિ. જ્યારે તેણે બિસ્તરો અને ટ્રંક કુલીને આપ્યાં ત્યારે તે આપોઆપ તેની પાછળ ચાલવા લાગી. પાસેના પ્લેટફોર્મપર કાશીની ગાડી ઉભી હતી.

પ્રથમ સામાન ગાડીમાં રાખ્યો. તે કંઈ બોલે કરે ત્યાર પહેલાંજ ભાગી ડબ્બામાં બેઠી. સ્ત્રીને જોઇ એ ડબ્બામાં કોઈ બેઠું નહિ. ગાડી થોડીવાર પછી ઉપડી. જોત જોતામાં ગંગાનો પૂલ આવ્યો, એ જોઇ નરહર બોલ્યો;–"આ જો કાશી દેખાય. આ ગંગા"

એટલામાં પાસેના ડબ્બામાંથી. "કાશી વિશ્વેશ્વરનાથની જય" "ગંગા માતકી જય" શબ્દની ગર્જના થઈ.

આ ધ્વનિ સાંભળી ભાગીરથીના મનમાં કંઈ અપુર્વ ભાવનો સંચાર થયો. તે ધીમેથી બોલીઃ–"કાશી વિશ્વેશ્વરનાથની જય" એટલું બોલી તેણે પ્રણામ કર્યા. જોત જોતામાં કાશીના સ્ટેશનપર ગાડી આવી પહોંચી. નરહરે મજૂરને બોલાવી સામાન સોંપ્યો અને ભાગીરથીને ગાડીમાંથી ઉતારી. સ્ટેશનની બ્હાર આવતાં ગાડીવાળા અને એક્કાવાળાએ તેને ઘેરી લીધો. બે ચાર જણ પંડા પણ આવી

લાગ્યા. દુકાનદારીનો આરંભ થયો. નામ બોલવા લાગ્યા: જાત પુછવા લાગ્યા: નરહરને તેના દોસ્તદારનું નામ નામ યાદ હતું. તે સ્ટેશનપર ન હતો. તેનો કાકો હુરનારાયણ હાજર હતો તે આવી લાગ્યો ને કહેવા લાગ્યો:-"હા બાબુજી, વો મેરા ભતીજા હય, ચંદ રોજ કે લીયે ચલા ગયા હય, આપ મેરી સાથ ચલીયે. કુચ્છ તકલીફ ન હોંગી, આરામસે રહોંગે" એટલું કહી તેણે એક એક્કા-વાળાને હાક મારી અને એકકો ડેરવ્યો. એક્કાવાળાએ સામાન એક્કામાં મૂકયો બાદ કહ્યું:—"બાબુજી, સ્વાર હો જાવ."

ભાગીરથી બાજૂમાં જરા દૂર ઉભી હતી. નરહર તેની પાસેજ જઇ બોલ્યો:-"ભાગી! ગાડી કરી છે. ચાલો."

ભાગીએ કહ્યું:-"કયાં જઈશું?"

"શહેરમાંરતો બીજે કયાં?" નરહરે જવાબ આપ્યો.

"શહેરમાં જવું હશે તો હું એકલી જાઇશ. મારે તમારી સાથે આવવું નથી."

નરહર ક્ષણભર અવાક્ થઇ ગયો. તે તેના સ્હામું જોઇ રહ્યો અને પછી બોલ્યો:—"ભાગી! તું ગાડી થઈ છે કે શું?"

"ના,—હું ગાંડી થઇ નથી. હું ખરૂં કહું છું. હું તમારી સાથે કાશી આવવા માંગતી નથી. જવું હોય તો તમે તમારી મેળે ચાલ્યા જાઓ. હું મારો રસ્તો શોધી લઇશ."

નરહરે કહ્યું:-"તું ગાંડી થઇ છે, નહિ તો આમ બોલે નહિ. અહીં તને કોઇ ઓળખે છે ખરૂં કે? કે સાથે રૂપીઆ લાવી છું, તેથી પગ જોરમાં છે."

ભાગીરથીએ આંખો લાલ કરી કહ્યું:-"મને કોણ ઓળખે છે? મને મારો કાશીવિશ્વેશ્વરનાથ ઓળખે છે. તે મને ઓળખે છે અને તેજ મને આશ્રય આપશે. જ્યારે હુ તેને ઓળખતી ન હતી ત્યારે મેં તારો આશ્રય ચાહ્યો હતો. જો પહેલેથી તેને ઓળખત તો તારી મદદ કદિ પણ માગત નહિ. નકામી ધાંધલ ન કર. નરૂ! તું જ્યાં સુધી અહીં છે, ત્યાં સુધી એક ડગલું પણ આગળ ખસવાની નથી. લ્યો આ હું બેઠી." એટલું કહેતાં ભાગીરથી ધબ લઇને ભોંયપર બેસી ગઈ.

નરહર હવે નમ્રપણે બોલ્યો:-"ભાગી તું શું બોલે છે તેનો વિચાર કર. અહીં જો રડારોડ કરીશ તો પાંચ દશ માણસો એકઠા થશે અને એમાંથી થશે ધાંધલ. પરિણામ એ આવશે કે આપણે બન્નેને પોલીસના થાણામાં જવું પડશે. જો તેમ થશે તો શા હાલ થશે તેની સમજણ પડે છે?"

આ સાંભળતાંની વાર ભાગીરથીના મનમાં ભયનો સંચાર થયો. તે ઉઠી ઉભી થઈ અને બોલી:-"વારૂ ત્યારે અહીં નહિ બેસતાં હું ચાલી જાઉં છું. તમે તમારો રસ્તો શોધી લ્યો. મારી સાથે લાંબી ટૂંકી કરવામાં સાર નથી."

નરહરે કહ્યું:—"સાથે પૈસા લાવી હઇશ તેથી જોર છે. પણ જાણુતી નથી કે આ કાશી છે. ન હોય મુંબઈ. કાશી જુઆખોર અને બદમાશોનું સ્થાન છે. જો એકાદના સપાટામાં આવી તો રસ્તે ભીખ માગવાની વારી આવશે, તે યાદ રાખજે."

"મારી પાસે સમ ખાવા એક દમડી નથી—શરીરનાં ઘરેણાં

હતાં તે પણ મુકી આવી છું." ભાગીરથીએ રોષમાં કહ્યું; "જ્યારે તમારી સાથે કાશી સુધી આવી છું-જ્યારે ઘરબાર છોડી ચાલી નીકળી તમારા કહેવાપર ફસી પડી, ત્યારથીજ જાણું છું કે રસ્તે ભીખ માગવી પડશે. જો આગળથી જાણત તો આવું પગલું ભરત શું કામ? તમને પગે લાગી કહું છું કે ચાલ્યા જાઓ, હું ભીખ માગવાનું કબૂલ કરીશ પણ તમારી અડધી મને જોઈતી નથી." એટલું કહી, દમડી વગરની, અસહાય યુવતી, બંધુબાંધવ વગરના સ્થાનમાં એકલીજ ચાલી ગઈ.

પંડયો જે દૂર ઉભો ઉભો આ સર્વ બનાવ જોયા કરતો હતો તેણે જે કંઇ થોડું સાંભળ્યું, તે પરથી બાબત શી છે તે તાડી ગયો. કાશીના પંડાઓને આવી બાબત સમજતાં વાર લાગતી નથી. હજાર પ્રકારના લોકો આવે અને તેમની સાથે રાત દહાડાનો પ્રસંગ, એટલે આવી જાતનો માનવ સ્વભાવ સમજવાની શકિત તેઓમાં હોય છે.

તે નરહરની પાસે આવી કહેવા લાગ્યો:-"બાબુજી! આપ શું વિચાર કરો છો? એક્કામાં બેસી જાઓ. એક્કાવાલો મારો ઓળખીતો છે. તે તમને ઘેર પહોંચાડી દેશે. હું એ છોકરીનો પીછો લઉ છું. હું જોત જોતામાં તેને લઇ આવી તમને સોપું નહિ તો મારૂં નામ હરનારાયણ નહિ. અમે કાશીના પંડા! અમે ન કરીએ તે ઓછું. તમે જાઓ હું અડધી કલાકમાં પક્ષીને પકડી લાવું છું. હવે હું વધારેવાર ઉભો રહીશ તો છોકરી નજર બ્હાર ચાલી જશે. એટલું કહી એક્કાવાળાને ઠેકાણું કહી ભાગીરથીની શોધમાં ચાલ્યો. એક્કો શહેર ભણી રવાના થયો.

૨૦

જે પંડો ભાગીરથીને લઇ આવવા નીકળ્યો હતો તેનું નામ હરનારાયણહતું, એ અમે અગાઉ જણાવી ગયા છીએ. હરનારાયણ કાશી તરફના ગામનો હતો. પોતાના વતનમાં જે કંઈ હતું તે આબકારી ખાતાની સેવામાં બધું ઉત્સર્ગ કરી દીધું હતું, અને, નિરાધાર બની ગયો હતો. જ્યારે તે આવી સ્થિતિમાં આવી પડ્યો ત્યારે સંસારમાં તેનું એક માત્ર અવલંબન–વૃદ્ધ માતાને લઈ કાશીમાં આવ્યો. હરનારાયણ જેવાને પૂણ્યક્ષેત્ર કાશીમાં અન્નાભાવનું કષ્ટ શાનું હોય? કાશીના અન્નક્ષેત્રો આવાનું ભરણપોષણ કરે છે. ઘણી વખત એમ જોવામાં આવે છે કે ખરેખરા સાધુ અને દરિદ્રીનું અન્નક્ષેત્રોમાં પોષણ થતું નથી, પરંતુ, હરનારાયણ જેવા ગાંજાખોર, ચંડુલી, દારૂબાજનું પોષણ થવામાં વાંધો આવતો નથી. આવા માણસો સુખેથી અન્ન ક્ષેત્રની સેવા ગ્રહણ કરી, રાતામાતા થઈ, પૂણ્ય વારાણસીની દેહને અપવિત્ર કરે છે.

કાશી આવ્યા પછી થોડા દિવસે હરનારાયણને માતૃ વિયોગનો પ્રસંગ આવ્યો. અત્યાર સુધી તો તેને એક જાતની ચિંતા હતી, તેની વૃદ્ધ માતાને માટે થોડી ઘણી લાગણી હતી અને તેથી થોડો ઘણો વિચાર કરવો પડતો; પરંતુ, માતાના મરણ પછી સંસારનું એક માત્ર બંધન છૂટી ગયું. હરનારાયણ સંપૂર્ણ રીતે સ્વતંત્ર બની ગયો. તેની અવસ્થા મફતનું ખાવું અને મસિદે સુવાના જેવી થઈ. અન્નછત્રમાં જઈ પેટ ભરવું અને યાત્રાળુઓને

સ્થાન વિગેરેનો બંદોબસ્ત કરી–પડિગીરી કરી, પૈસા મેળવવા. એમ કરતાં હુરનારાયણ ઠીક ઠીક પૈસા મેળવવા લાગ્યો. પૈસાનો થોડો ભાગ દારૂ અને ગાંજામાં જતો, છતાં થોડા સમયમાં હુરનારાયણ કાશીમાં એક નામચીન પાંડે થઇ પડયો. એક સારૂં ઘર પણ ભાડે કરી લીધું. એક સંગિનીને પણ શોધી કાઢી, જે યાત્રાળુઓને દેવદર્શન અને સ્નાન કરાવવા ઉપયોગી થઈ પડતી અને એથી બે પૈસાની પ્રાપ્તિ પણ થતી હતી. સમય જતાં હુરનાયણને કાશીના ગુંડા અને બદમાશો સાથે દોસ્તી થઇ અને તેની ગણના પણ કાશીના દશ બાર પ્રસિદ્ધ ગુંડામાં થવા લાગી.

નરહર આ વ્યકિતના સપાટામાં આવ્યો હતો, અને ભાગીરથી છટકી ગઈ હતી; પણ તે, આ હુરનારાયણની દૃષ્ટિ બહાર ન હતું અને ભાગીરથી તેની દૃષ્ટિ અતિક્રમ કરી જઈ શકે તેમ ન હતું. કાશી જેવી નગરીમાં, એકલી કોઇના સાથ વગર, મનમાં વિશ્વેશ્વરનું નામ સ્મરી, હિંમત આણી જનાકીર્ણ રાજપથે ભાગીરથી ચાલવા માંડી. તે થોડે દૂર ગઈ નહિ ગઇ એટલામાં હુરનારાયણ તેની પાસે આવી લાગ્યો. સ્ટેશન પર ઘણા પંડાઓ સાથે નરહરને વાતચીત થઇ હતી, પણ ભાગીરથીનું તે તરફ લક્ષ ન હતું. તેથી જ્યારે હુરનારાયણ તેની પાસે આવ્યો ત્યારે તે તેને ઓળખી શકી નહિ, તો તે ક્યાંથી સમજે કે નરહરે એને મોકલ્યો છે.

એક સજ્જન પુરૂષની માફક સ્નેહપૂર્ણ સ્વરે હુરનારાયણે ભાગીરથીની પાસે આવી કહ્યું:—“બ્હેન! મને લાગે છે કે તું પહેલાં કોઈ વાર કાશીમાં આવી હોય એમ લાગતું નથી. બ્હેન!

તું એકલી આવી છે કે કોઈ તારી સાથે છે? તને જોતાં એમ લાગે છે કે કાં તો તું રસ્તો ભૂલી ગઇ છે, કે સાથેનો માણસ કોઇ છુટો પડી ગયો છે. મા, હું ગરીબ બ્રાહ્મણ છું. આ કાશી નગરીમાં રહું છું. ભગવાન કાશીવિશ્વેશ્વરનાથનું નામ રટતો ફરું છું અને કોઇ ગરીબ, દુઃખી અનાથ મળે તો તેની બનતી સેવા કરું છું, એજ મારું કામ છે. બ્હેન, તારી વય તો હજી બહુ નાની છે મા. તને એકલી જતાં જોઈ વિશ્વંભરનાથે મને પ્રેરણા કરી કે 'જા આ નિરાધાર યુવતીની ખબર લે."'

આજ કાલ બે દિવસ થયાં ભાગીરથીએ કોઇનો મીઠો બોલ સુદ્ધાં સાંભળ્યો ન હતો. હરનારાયણની સ્નેહપૂર્ણ મીઠી વાત સાંભળી તેના મનને એમ થઈ આવ્યું કે શ્રી કાશીવિશ્વેશ્વરનાથે મારી પ્રાર્થના સાંભળી, મને નિરાધાર જાણી આ બ્રાહ્મણને મદદ કરવા મોકલ્યો છે. ભાગીરથી દયા યાચતી હોય તેવી દૃષ્ટિએ તેના ભણી જોઈ રહી. હરનારાયણ તો એનીજ વાટ મનમાં જોતો હતો. પડુ-ગીરીમાં તે ઉસ્તાદ હતો અને જન સ્વભાવની તેને થોડી પારખ હતી. તેણે પોતાની મુદ્રા પરિવર્તન કરી એવો ભાવ ધારણ કર્યો કે ભાગીરથીને એમજ લાગ્યું કે આ કોઇ ધર્મપરાયણ પરહિતવ્રત દરિદ્ર બ્રાહ્મણ છે. ભાગીરથીએ હરનારાયણને માથું નમાવી પ્રણામ કર્યા અને દયાર્દ્ર સ્વરે બોલી:—" મહારાજ હું એક દુઃખિની વિધવા છું. મહાન દુઃખમાં પડી કાશીવિશ્વેશ્વરનાથના ચરણનો આશ્રય લેવા આવી છું. કાલ રાતથી તેમની પાસે દયાની ભીખ માગતી પ્રાર્થના કરું છું. તેમણેજ તમને મદદ કરવા મોકલી આપ્યા

છે. આપ ગુજરાતી જેવા લાગો છો. હું ગુજરાતી છું. આપ જો કૃપા કરી આશ્રય આપશો તો હું આપને ત્યાં ચાકરડીનું કામ કરીશ. મને બીજું કંઇ જોઈતું નથી."

હરનારાયણે હસીને કહ્યું:-" મા, રસ્તામાં આટલાબધા લોક જાય છે. કોઈના તરફ મારી નજર પડી નહિ. કાશીવિશ્વેશ્વરનાથેજ મને આજ્ઞા કરી કે, જા તું એને સહાય કર. મા, તને જાણતો પણ નથી અને ઓળખતો પણ નથી, માત્ર વિશ્વંભરનાથના હુકમથી તારી પાસે આવ્યો. બ્હેન ! તું મારી સાથે ચાલ. અહીં મારૂં ઘર છે; ત્યાં તું રહેજે. તારે દાસીપણું કરવાની કે ભીખ માગવાની કંઈ જરૂર નથી. આ ગરીબ બ્રાહ્મણને ગરીબોની સેવા કરવાની વિશ્વનાથની આજ્ઞા છે. તેણેજ તને મારી પાસે મોકલી આપી છે." આ કાશીપુરીમાં અન્નપૂર્ણાની મહેર છે. કાશીવિશ્વેશ્વરનાથ કોઇને ભૂખ્યા સુવા દેતા નથી. માત્ર ભકિત અને શ્રદ્ધા જોઇએ. વિશ્વનાથ મહારાજ ! જેવી તારી મરજી ! બંબં ! ભોળા ! શીવ ! શીવ !

હરનારાયણની મીઠી અને ભકિતપૂર્ણ વાત સાંભળી ભાગીરથીના જીવને એક પ્રકારની તાઢક વળી. ભગવાન કાશીવિશ્વેશ્વરનાથે પ્રાર્થના સાંભળી છે, એવો વિશ્વાસ દ્રઢિભૂત થયો. તેણે હરનારાયણને કહ્યું:— "મહારાજ, હું વિધવા છું, કુલિન છું, મેં જાણતાં સ્વપ્ને પણ પાપ કર્યું નથી. મહાન વિપદ્‌માં પડી, વિશ્વનાથનો આશરો માગ્યો છે. કોઈ વખતે મારી સઘળી વાત આપને હું કહીશ. આપ મને તમારી પુત્રીવત્ ગણજો. મહારાજ ! મારી પાસે ફુટી દમડી પણ નથી કે પહેરવા બીજું વસ્ત્ર પણ નથી. હું——"

"બ્હેન! તું જરા પણ ગભરા ના, મારી મા! બાબા વિશ્વનાથની કૃપાથી સર્વ થઇ રહેશે. તું મારી દીકરીની પેઠે રહેજે. આપણું ઘર તો અહીંથી દૂર છે. તું ગૃહસ્થની છોકરી છે, અને તને ચાલવાનો અભ્યાસ નથી. એક એકકો કરી આપણા ઘેર જઇએ."

"ના, ના મહારાજ, હું તમારી સાથે પગેજ ચાલતી આવીશ." ભાગીરથી એકદમ બોલી ઉઠી:–"મારી પાસે ભાડાના પણ પૈસા નથી."

હરનારાયણે હસી કહ્યું:–"અરે ઘેલીરે ઘેલી! તને પૈસા આપવાનું કહે છે કોણ? બાબા વિશ્વનાથની કૃપાથી ભાડું આપવા જેટલા પૈસા આ હરનારાયણ પાસે છે."

ભાગીરથી પાસે તેને પોતાનું ખરૂં નામ કહેવાને વાંધો લાગ્યો નહિ કારણ કે, તે જાણતો હતો કે ભાગીરથીને જ્યારે કાશીની હકીકત ખબર નથી, ત્યારે પોતાની ખ્યાતિની કયાંથી માહિતી હોય ને એ જાણેજ શાની?

હરનારાયણે એક એક્કાવાળાને હાક મારી. ભાગીરથીને અંદર બેસાડી, પોતે એક્કાવાળાની બાજુમાં બેઠો. ગાડી ચાલતાં જે જે જાણવાજોગ સ્થાન આવતાં, તેનો હરનારાયણ ભાગીરથીને પરિચય આપવા લાગ્યો.

ગાડી એક સાંકડી ગલી આગળ આવી પહોંચી. અહીં હરનારાયણ પાંડે ગાડીવાળાને ઉભા રહેવાનું કહી ભાગીરથીને ઉદ્દેશી બોલ્યો:–"બ્હેન; જરા ગાડી અહીં ઉભી છે, એટલીવારમાં હું ઘેર તારા આવ્યાની ખબર કરૂં." એટલું કહી તે ગલીમાં ચાલી ગયો.

આમ કરવામાં હરનારાયણનો હેતુ હતો. તેના ઘરમાં નરહર ભાગીરથીની પૂર્વે આવી બેઠો હતો. ભાગીરથી ત્યાં આવે અને જો

કદાચ તેને જુએ તો બધી મહેનત પર પાણી ફરે, અને કદાચ ધાંધલ કરે, તે માટે તે નરહરને ચેતાવવા અને તેને ગોપન રાખવાની વ્યવસ્થા કરવા આગળ ગયો હતો.

ઉતાવળે પગે હરનારાયણ ઘેર આવી પહોંચ્યો. નરહર વરન્ડામાં ઉભો હતો. તેને જોતાંજ આનંદપૂર્ણ સ્વરે બોલ્યોઃ–

" બાબુજી ? કામ તો ફતેહથી પાર પડ્યું, પણ તમારે હમણાં છુપા રહેવાની જરૂર છે. તમે તમારો સામાન લઈ, ત્રીજે માળ ચાલી જાઓ. ઉપર સર્વ વાતનો બંદોબસ્ત છે. પાણી, મોરી, સંડાશ સર્વ છે અને જીનો પાછલી ગલીમાં પડે છે. તમને કોઇ વાતની હરકત આવશે નહિ. જુઓ, તમે સાંજ સુધીમાં બીજે માળ કે નીચે આવતા નહિ. તમારૂં બધું કામ રાત સુધીમાં પાર પાડી આપું નહિ, તો મારૂં નામ હરનારાયણ પાંડે નહિ. શી યુકિત કરી, આ કબુતરીને ફાંદી છે, તે મારૂં મન જાણે છે. એ બધું પછી કહીશ, પણ એક સો રૂપિઆની બક્ષિસથી આ ઓછું કામ નથી."

એટલું કહી નરહરનો સામાન ઉપર મોકલી આપી, પોતાની સંગિનીને જે કરવાનું તે જલ્દી કરવાનો ઇશારો કરી, હરનારાયણ ઘર બ્હાર નીકળ્યો અને થોડીવારમાં ભાગીરથીને લઈ પાછો ઘેર આવી પહોંચ્યો.

ભાગીરથીને પહેલે માળ ઉતારો આપ્યો, અને કહ્યું:–" બેટા ! અહીં તારે બેસવા ઉઠવાનું રાખજે. આપણે ત્યાં રસોઈ કરનાર છે, તે રસોઈ કરશે અને તને ગંગાસ્નાન કરાવવા સાથે આવશે. અહીં

કોઇ જાતનું દુઃખ નથી, સમજી! જરા પણ ગભરાઈશ નહિ. તારૂં પોતાનું ઘર છે, એમ સમજજે."

એટલું કહી હરનારાયણ બીજી વ્યવસ્થા કરવાની સૂચના આપવા ચાલી ગયો. ભાગીરથી એક પાથરેલી ગાદી હતી તેનાપર બેસી ગઈ.

કેટલીકવાર પછી હરનારાયણની રાંધવાવાળી ઉર્ફે ગૃહસંગિની ત્યાં આવી. તેનું વય ૨૫–૨૬ નું હશે. દેખાવમાં એકદમ સુસ્વરૂપવાન ન હતી તેમ તે કંઈ કદરૂપી પણ ન હતી. મ્હોંનો સીકકો ગોળ હતો. તેની ટાપટીપમાં કંઇ એવી જાતની અવર્ણનીય છટા હતી, કે તેને જોતાં, કોઈ તેને ગૃહસ્થની છોકરી કહે નહિ. આથી વિશેષ વર્ણન આપવું નકામું છે. તે ભાગીરથીને જોઈ બોલીઃ–

" બ્હેન! કેમ ચુપચાપ બેઠી છું. વખત તો ઘણો થઈ ગયો છે. હું તો રાંધીને પરવારી. પાંડેજીએ ગંગાસ્નાન કરાવવા કહ્યું છે. ચાલો ગંગાસ્નાન કરી આવીએ, પછી તમારી ભૂખ મરી જશે. ચાલો, બ્હેન! તમારૂં નામ શું?"

બ્રાહ્મણીનો ચાલોચસ્કો, તેનો ચાલવાનો તનમનાટ, તેની વાત કરવાની ઢબપરથી ભાગીરથીને મનમાં થઇ આવ્યું, કે આ કોઈ સારી જણાતી નથી. અહીં આવ્યા પછી તેના મનમાં એક પ્રકારની શાંતિ અનુભવતી હતી પણ તે આ બ્રાહ્મણીને જોતાંજ નષ્ટ થઈ. તેને આ બાઈ છટેલ લાગી. તેને સ્થાન સંબંધી પણ મનમાં શંકા આવી, પણ કરવું શું? તે એકલી નિરાધાર હતી. તેને પ્રથમ મનમાં થયું હતું કે આખરે શ્રી વિશ્વનાથના ચરણમાં આશ્રય મળ્યો

પણ હવે તેનું મન ડગડગવા લાગ્યું. તેના મનમાં નાના પ્રકારની ચિંતા થવા લાગી.

ભાગીરથીને ચુપ જોઇ બ્રાહ્મણી બોલી:–" બ્હેન! શું વિચાર કરો છો? વિચાર કરવાને બળ્યું બહુ વખત છે. પંહેલાં ન્હાઓ, ધુઓ અને જમી લ્યો. તમારૂં નામ શું તે તો કહેતાં નથી ને?"

ભાગીરથીએ નીચે મ્હોંએ જવાબ આપ્યો:–

" મારૂં નામ ભાગીરથી છે. હું ગુજરાતી છું અને વિધવા છું."

" ઠીક," બ્રાહ્મણીએ જવાબ આપ્યો:–" ચાલો ત્યારે ન્હાવા જવાની તૈયારી કરો. વાત કરવાને તો આખો દહાડો છે."

ભાગીરથીએ કંઇ જવાબ આપ્યો નહિ. તેને ચુપચાપ જોઇ બ્રાહ્મણી બોલી:—"તમારાં કપડાં લત્તાં ક્યાં છે?"

"મારી પાસે તો કપડાં લત્તાં કંઈ નથી" ભાગીએ જવાબ આપ્યો.

" હા, હા, સમજી," બ્રાહ્મણીએ કહ્યું, " તમારો સામાન અહીં કંઇ નથી. તમારો સામાન ઉપર રહ્યો છે નહિ વારૂ?"

" ઉપર!" ભાગીએ ચોંકી જવાબ આપ્યો. " ઉપર કોની પાસે?"

" કેમ? કોઇ બાપુ ઉપર આવ્યા છે, તે તમારી સાથે છે ને?" બ્રાહ્મણીએ પુછ્યું.

" ના—ના, મારી સાથે તો કોઈ આવ્યું નથી. બ્હેન! હું તો એકલી આવી છું. બ્હેન! હું તો એક મોટી આપદામાં પડી હતી. રસ્તામાંથી દયાની રાહે પાંડેજી મને અહીં લઇ આવ્યા છે."

બ્રાહ્મણીને આ વાત કંઇ ગમી નહિ. તે નાકનું ટેરવું ચઢાવી

બોલી:—"કોણ જાણે ત્યારે બ્હેન તમે કોણ છો તે હું શું જાણું ? લાવો ત્યારે હું પાંડેજીને પુછું કે તમારાં કપડાં બપડાં માટે શું કરવું છે ?"

કહેવાની જરૂર નથી કે ભાગીરથીને જોતાંજ બ્રાહ્મણીના મનમાં ઇર્ષ્યાનો સંચાર થયો. પંડાએ ગોપન રાખવાની કહેલી વાત તે ગોપન રાખી શકી નહિ.

તે બાઈના ગયા પછી ભાગીરથી ત્યાં બેઠી બેઠી વિચાર કરવા લાગી. તેમ કરતાં તેના મનમાં પુનઃ ભયનો સંચાર થયો. તે મનમાં બોલી:—"આગળથી કોઈ બાબુ આવ્યા છે અને ત્રીજે માળે ઉતર્યા છે. એ બાબુ નરહર તો નહિ હોય !" આ વિચાર આવતાં તેનું મન કંપી ઉઠયું, "શું ત્યારે હરનારાયણે મને ફસાવી તો નથી ને ?" વળી પળમાં તેનો વિચાર પલટાયો. તેને લાગ્યું કે—"ના—ના તે વૃદ્ધ બ્રાહ્મણ તેવો જણાતો નથી. તે દયાની મૂર્તિ જેવો છે. તેને હાથે એવું કામ થાય નહિ. તે ખરાબ નથી. હરઘડી વિશ્વનાથનું મોંમાં નામ, તે એવું કામ કરે ખરો ! નાહક મારૂં મન વ્હેમાય છે. કાશીમાં કાલે કેટલા ગુજરાતીઓ ઉતર્યા હતા ? કેટલાં માણુસો, બૈરાં, છોકરાં, એમાંથી એકાદ જણુ કોઇ ઉતર્યું હશે અને ત્રીજે માળ હશે."

આમ વિચાર કરતી હતી એટલામાં રાંધવાવાળી બ્રાહ્મણી ત્યાં આવી અને બોલી:—"આ લ્યો, બાબુએ-નહિ રે પાંડેજીએ આ કપડાં આપ્યાં છે. ચાલો હવે વખત ન ગુમાવો. તમને ગંગા-સ્નાન કરાવી આવું."

ભાગીરથીએ કપડાં લીધાં. ધીરે ધીરે તે બાઇની પાછળ ચાલી. ગંગાઘાટ દૂર ન હતો. થોડી વારમાં સ્નાનાદિક પરવારી પાછાં ઘેર આવ્યાં. રસોઇયણ ભાગીરથીને જમવા લઇ ગઈ.

ભાગીરથી જરા અચકાઇ તે જોઈ તે બોલીઃ–"બાઈ, રસોઇ કરી આમ બગાડો છો શું કામ? જમી લ્યોને જે ભાવે તે. એ તો હોય. મને પણ પહેલાં એક બે દિવસ લોકને જોઈ થતું હતું. નવો નિશાળીઓ નવ દહાડા અને ઘણું કરે તો દશ દહાડા. એમ કયાં સુધી તાણુશો?"

ભાગીરથી ભાણાપર બેસવા જતી હતી તે આ સાંભળી પાછી હઠી. પછી બ્રાહ્મણી તરફ ફરી દ્દઢ સ્વરે બોલીઃ—"મારે ખાવું નથી."

આટલું બોલી વેગથી ઉપર ચાલી ગઈ. તે પોતાની ઓરડીમાં આવી, દરવાજો બંધ કરી, ગાદી પર પડી. તેનું હૈયું ભરાઇ આવ્યું. તે ગળગળી બની ગઈ અને બોલીઃ—"ઓ મા! તું કયાં ગઈ રે?"

## ૨૧

કેટલીક વાર પછી હરનારાયણ ફરી ફરી ઘેર આવ્યો. જ્યારે તેણે સાંભળ્યું કે ભાગીરથીએ ખાધું પીધું નથી ત્યારે તે પોતાની રસોઇયણ પર સારી પેઠે ખીજાયો અને બોલ્યોઃ–

"તું જરૂર કંઇનું કંઈ બોલી હોઈશ. તેથીજ તેણે ગુસ્સામાં આવી ખાધું નહિ હશે. હું જાણું ને તારાં લક્ષણ. તું બોલ્યા વગર રહે ખરી? હજી સુધી તારામાં અક્કલ ન આવી, એ તાજ્જુબની વાત છે. મંજુ? યુવતીના રૂપમાં લોભાઉં, એ દહાડા મારા ગયા છે. હું શા માટે આ કરૂં છું, તે તું સમજે શાની? હજી સમજવાને વાર છે. હવે રૂપમાં લલચાવાનો વખત ગયો છે. ફક્ત

ફળદારને ભજવાનો વખત છે. સાંભળ, પેલો ઉપર આવ્યો છે તે આ છોકરીને આડુંતેડું સમજાવી, થાપ આપી, તેને અહીં લઇ આવ્યો છે. છોકરી તેની મતલબ તાડી ગઈ અને બંનેને ઝઘડો થયો. છોકરી કહે, "હું નહિ આવું તારી સાથે. મારે પાલવે ત્યાં જઈશ," એમ કરી ચાલવા લાગી. આ જોઇ મેં ગાડી ભાડે કરી બાબુને અહીં મોકલી દીધો. પછી પેલીને સમજાવી પટાવી અહીં આણી. જો એમ ન કર્યું હોત તો તે અહીં આવત ખરી કે? એ હજી સુધી જાણતી નથી કે તેનો સાથીદાર અહીં છે. જો જાણે તો અહીં પગ પણ ન મૂકે. તેં વાત વાતમાં કંઇ કહ્યું હશે અને છોકરીના મનમાં સંદેહ ઉત્પન્ન થયો હશે. એમજ હોવું જોઇએ."

મંજુએ કહ્યું:—"તો તમારી અક્કલ પહેલાં કયાં બળી ગઇ હતી? મને પહેલેથી બધું કહ્યું કેમ નહિ? મેં જાણ્યું કે જેમ ઘરબાર છોડી નાશી આવે છે, તેમ આ પણ નાશી આવી હશે. હું જેમ અહીં આવી, તમારી સાથે ફસાઇ, તેવી એ પણ ફસાઈ હશે કે તમે વળી કોઇ નવી ચલ્લીને ફાંસામાં નાખી હશે? મને શી ખબર કે આ ઘરમાં હજી સતીગિરિ છે!"

"હું સમજ્યો, ત્યારે તારી રસવંતી ટપકી લાગે છે. તું તારી રસિકતા બતાવવા ગઈ હઈશ નહિ વારૂ?"

"તે મારી ઓળખીતી ખરી કને, તે હું તેની સાથે રસિકતા જણાવવા ગઇ, નહિ વારૂ?" સહેજ ક્રોધમાં મંજૂ બોલી,

" તે કે દહાડાની મારી ઓળખીતી હતી કે હું તેને રસિકતા જણાવું ? બીજું કોઈ મળતું ન હતું કે હું તેમ કરૂં ?"

" જરૂર, તેં કંઈ કહ્યું હોવું જોઈએ, નહિ તો, એમને એમ ગુસ્સો કરે નહિ. શા માટે ગુસ્સો કરે ?"

" હા, હા, બોલી, લ્યો પછી શું ?" મંજુ આવેષમાં બોલી.

" જેની તેની છોકરીને ફોસલાવી લાવવી, તેના કુળની સત્યાનાશી કરવી, અને કહેવા ગઈ તો ધુળમાં મેળવ્યું. શું ધુળમાં મેળવ્યું ? તારૂં ખરૂં પોત ઉઘાડું પડયું એજ કે ? જા—જા—બામણા ! તારા જેવા તો કંઈ દીઠા છે. તારી ધમકીથી હું બ્હીઉં તેમ નથી. બહુ કરીશ તો ચાલી જઈશ. સમજ્યો ? કેટલાય જણુ મને લઈ જવાને તાકી રહ્યા છે. આ તો બળ્યું બ્રાહ્મણને ત્યાં રહી છું, તે કોણુ ઘર છોડીને જાય ? ન બોલ્યા તો ચઢી વાગ્યું. જો આમ કરીશ તો બામણા ! મારે અહીં રહેવું નહિ પાલવે ?" હરનારાયણ તેનું આવું બોલવું સાંભળી અગ્નિશર્મા બની ગયો-તે મોટેથી ચીંદાઈને બોલ્યોઃ-

" બદજાત ? જેમ આવે તેમ મ્હોંમાંથી બકે છે, કેમ ! રાંડનો કોઇ ભાવ તો પુછતું ન હતું. ખાઈ પીને પાડા જેવી બની છું. કોણુ તારો ભાવ પુછે તેમ હતું ? રાંડ મોં સંભાળજે નહિ તો—"

મંજુ શાંત રહે તેમ થોડી હતી. તે પણુ ક્રોધમાં બોલીઃ— ખબરદાર ! બામણા ! તું તારૂં મોઢું સંભાળ, પછી બીજાને

સંભાળવાનું કહેજે. આઝી પતરાજી શાની કરે છે? લે આ ચાલી"
એટલું કહી ગરગર નીચે ઉતરી ગઈ.

ભાગીરથી બારણું બંધ કરી સુઈ ગઈ હતી ખરી, પરંતુ, તે ઉંઘી ગઈ ન હતી. હરનારાયણ જ્યારે બ્હારથી આવ્યો અને મંજુ સાથે વાત કરવા લાગ્યો, ત્યારે તે બારણા પાસે આવી સાંભળવા લાગી. તેણે મંજુ અને હરનારાયણ વચ્ચે ચકમક ઝરી, તે સર્વ સાંભળી. જો ભાગીરથી આ સમયે રોતી બેસત અને વિચાર કરવા માંડત, તો આજ રાતે તેના નસિબમાં શો ફેરફાર થાત, તે કોણ જાણે? ભાગીરથીને શું સુઝી આવ્યું કે જેવી તે પાછલા જીનાનો દાદર ઉતરી દરવાજામાં ઉભી રહી, તેજ સમયે મંજુ ત્યાં થઈ જવા લાગી. ભાગીરથીએ કાતર સ્વરે મંજુને બોલાવી. મંજુ તેની પાસે આવી બારણામાં ઉભી રહી.

ભાગીરથીએ ભીત સ્વરે કહ્યું:-" તારે પગે પડું છું મંજુ! ગમે તેમ કરી મને બચાવ."

મંજુ આ વાત સાંભળી જરા વિચારમાં પડી, પછી તરતજ બોલી:-"સાંભળ; જો, એને સંશય આવે તેમ જરા પણ વર્તતી ના. સંધ્યાકાળે કોઈ પણ નિમીતે અહીંથી બ્હાર જવાનું કરજે. આ રસ્તાને છેડે નવ વાગ્યા સુધી તારી વાટ જોતી હઈશ." એટલું કહી મંજુ સરરર કરતી ચાલી ગઈ.

વિપત્તિના સમયમાં અનેક બુદ્ધિમાન પુરૂષો હતબુદ્ધિ બની જાય છે. જ્યારે એથી ઉલટું એમ પણ બને છે કે અનેક નિર્બુદ્ધ મનુષ્યોને ઉપસ્થિત બુદ્ધિ ઉત્પન્ન થઇ આવે છે. ભાગીરથીને તેમજ

થયું. તે ગૃહસ્થના ઘરની છોકરી હતી. આવા કઠિન પ્રસંગે તે હતબુદ્ધિ બને તો તેમાં નવાઇ જેવું ન હતું, પણ, કોણ જાણે, શી રીતે છટકવાની યુક્તિ સુઝી આવી?

ઘરનાં બારણાં બંધ કરી ચુપ ચાપ બેસી રહેવામાં લાભ નથી એમ સમજી, તે બારણું ઉઘાડી બ્હાર આવી. જોયું તો પાંડે હરનારાયણ ચુપ ચાપ બેઠા હતા.

તેને જોતાંજ હરનારાયણ બોલ્યો:–"તેં આજ કંઈ ખાધુ નહિ?"

ભાગીરથીએ કહ્યું:–"તમારી એ બ્રાહ્મણી છે કે કોણ છે? તેને નથી કંઇ એઠા જુઠાનું ભાન. પહેરે કપડે રાંધવા બેઠી. જેમાં તેમાં ધોયા વગર હાથ નાંખવા લાગી. મને તો છોછ આવી કે હું જમવાનું ના કહી ઉપર આવી આડી પડી. થાકથી મને એવી તો ઉંઘ આવી કે હમણાંજ ઉઠી."

ભાગીરથીની આ વાત સાંભળી હરનારાયણના મનને એક જાતની નિરાંત વળી. તે સમજ્યો કે ટંટો થયો તે ભાગીરથીએ કંઈ સાંભળ્યું નથી તેમ મંજુએ પણ કંઇ કહ્યું નથી. હરનારાયણે કહ્યું:–"તેં ખાધું નહિ માટે તો એની જોડે મારે તકરાર થઈ. એઠાજુઠાની છોછ ન રાખે એ શું? મારાં દેખતાં તો કોઇ દહાડો એમ કરતી નથી. મારી પુંઠ પાછળ શું કરે છે, તે હું શું જાણું? મને હવે બધી હકીકતની ખબર પડી. સોના મહોર જેવા પૈસા આપવા અને એવું કામ કરે, એ કેમ પોષાય? મારે ત્યાં હજાર ઉંચ વર્ણના માણસો આવે ને મારી આબ્રુ ધુળમાં મળે. તેને મેં આજને આજ વિદાય કરી દીધી. રાંધનારીનો

ક્યાં તોટો પડ્યો છે? આજને આજ લઈ આવું છું બીજી. પણ બ્હેન! તમે હજી સુધી ખાધું નથી, તેનું શું કરૂં? નોકરડીને બોલાવું? એ થોડું ઘણું કરવા લાગશે. કંઈ રાંધી લ્યો."

ભાગીરથીએ હસીને જવાબ આપ્યો:—"હવે અત્યારે ક્યાં રાંધવાનો વખત છે? વિધવા માણસને એક દહાડો ઉપવાસ કરવો પડે તો શું? એમાં થોડું મરી જવાય છે?"

"એમ હોય તો પછી દુકાનેથી થોડી મીઠાઇ લઈ આવું, સંધ્યાકાળે પછી બંદોબસ્ત થઇ રહેશે."

"દુકાનનું કંઇ ખાવા કરવાની ટેવ નથી. ઉલટું એથી માંદા પડાય છે. જો કંઈ ફળાદિ મળતું હોય તો ઠીક—પણ ક્યાં તમને અત્યારે ત્રાસ આપું? સંધ્યાકાળે એકવાર શ્રી વિશ્વનાથની આરતીનાં દર્શન કર્યા પછી કંઈ કરી લઈશ."

"તો જેમ તમારી મરજી." હરનારાયણે કહ્યું, "સંધ્યાકાળે દર્શન કરવા જવાને માટે હું બંદોબસ્ત કરી આપું છું અને કહે તો હું સાથે આવું? નોકરડીને કહું છું કે તે તમારી સાથે આવશે. મારે ત્યાં કોઈપણ માણસ આવે તેને કોઇ જાતનું દુ:ખ પડવું જોઇએ નહિ."

ભાગીરથીએ કહ્યું:—"તમારે જજમાનોની અનેક જાતની ખટપટ અનેક લફરાં તમારે તમારા કામની ખોટી કરી, સાથે આવવાની શી જરૂર છે? તમારી નોકરડીને તો અહીંના રસ્તા બસ્તાની માહીતી છે ને? તે સાથે આવશે, એટલે થયું. હું એની સાથે આરતીનાં દર્શન કરી આવીશ."

હરનારાયણને તે દિવસે સંધ્યાકાળે કંઈ પ્રાપ્તિની આશા હતી. તેણે પ્રથમ તો વિચાર કર્યો હતો કે મુઆ બે પૈસા ન મળ્યા તો કંઈ નહિ, પણ એ છોકરી પર નજર રાખીશ, અને રાત્રે તેને બાણુને સ્વાધીન કરીશ; પરંતુ, ભાગીરથી સાથે વાતચીત કરતાં તેને લાગ્યું કે ભાગીરથીને મંજુ સાથે થયેલી ખટપટની કંઈ ખબર નથી, ત્યારે તેને લાગ્યું કે એના પર નજર રાખવાની કંઇ જરૂર નથી. શા માટે નકામી પ્રાપ્તિ ગુમાવવી? એમ કરી તેણે નોકર બાઇને બોલાવી, ભાગીરથીને સાથે લઈ વિશ્વનાથની આરતીનાં દર્શન કરવા લઈ જવાનું કહી, તે પોતાને કામે ગયો. ભાગીરથીએ મનમાં જાણ્યું કે કાશ ગઇ. હવે અહીંથી ભાગી જવામાં હરકત નહિ આવે. કયારે સંધ્યાકાળ થાય કે અહીંથી નાસી છુટું એમ તે મનમાં વિચાર કરવા લાગી.

સાંજ પડી. ભાગીરથીએ બે ત્રણ વાર એટલામાં તો તૈયાર થવા બાઇને કહ્યું. નોકરડીએ કહ્યું કે, “ બાઈ, ઉતાવળ ના કરો. બરાબર વખત થશે કે હું તમને તેડી જઇશ.”

સંધ્યાનો સમય થઈ ગયો. અંધકાર ધીમે ધીમે પૃથ્વી પર છાવા માંડયું, તે સમયે ભાગીરથીને લઇ ઘરની બ્હાર નીકળી. નોકરડી આગળ આગળ ચાલતી હતી અને ભાગી ધીમે ધીમે પાછળ ચાલતી હતી. થોડીવાર એમ ચાલ્યા પછી ભાગીએ જોયું કે મંજુ રસ્તામાં કોરે ઉભી છે. મંજુએ ચુપચાપ આગળ ચાલવા ઈશારત કરી અને પોતે કેટલાંક પગલાં દૂર પાછળ પાછળ ચાલવા લાગી.

નોકરડી આગળ આગળ ચાલતી હતી. તેને પાછું વળી જોવાનું

કંઈ કારણ ન હતું. આમ થોડીક વાર ચાલવા પછી મંજુએ ભાગીરથીનું કપડું ખેંચ્યું, અને ડાબી તરફની ગલીમાં પેસવા ઈશારત કરી. ભાગીરથીએ આગળ જોયું તો નોકરડી પુંઠે જોયા વગર ચાલ્યા કરે છે. એ જોતાંજ તેણે ડાબી તરફની અંધારી ગલીમાં પ્રવેશ કર્યો. જોતજોતામાં મંજુ પણ ત્યાં આવી લાગી. તેઓ બન્ને જણુ તે અંધારી ગલીમાં અદશ્ય થઈ ગયાં.

## ૨૨

ભાગીરથી નાશી જવાની છે અથવા તો તેના મનમાં કંઈ દગો છે, એવી શંકા તેના આખા દિવસની વાતચીત પરથી હરનારાયણને ન હતી, તો પછી તે નોકરડીને કયાંથી હોય! આથી તે મુંગે મ્હોંએ આગળ ને આગળ ચાલી જતી હતી.

જ્યારે શ્રી વિશ્વનાથના મંદિરમાં જવાને સદર સડક છોડી દક્ષિણ તરફ ફરવાનું આવ્યું ત્યારે નોકરડીએ પાછું વળી જોયું, તો ભાગીરથીને તેણે દીઠી નહિ. તેણે મનમાં ધાર્યું કે 'હું ઉતાવળે પગે ચાલી છું તેથી કદાચ તે પાછળ રહી ગઈ હશે' એમ ધારી તે વળવાની જગાએ ઉભી રહી. સંધ્યા પછીનું અંધારૂં છવાતું હતું. અસંખ્ય લોકની આવ જાવ હતી. તે ઉભી ઉભી વાટ જોવા લાગી. બે ત્રણ મીનીટ થઈ ભાગી જણાઈ નહિ. વળી રાહ જોતી ઉભી રહી. ફરી એટલો વખત વ્યતિત થયો પણ ભાગી શાની જણાય? કદાચ તે રસ્તો ભૂલી હશે એમ ધારી તે બાઈએ ઘર તરફ પાછું વળવા માંડયું. રસ્તે જતાં દરેક સ્ત્રીના તરફ ધારી ધારીને જોતી ચાલતી હતી. એમ કરતાં

તે ઘર આગળ આવી પહોંચી, પણ રસ્તામાં ભાગીરથી ક્યાંય નજરે પડી નહિ. તે ઘરમાં આવી માળ પર જઈ તપાસ કરી ત્યાં પણ ભાગી ન હતી. ઉપર જ્યાં નરહર જ્યાં ઉતર્યો હતો ત્યાં ગઇ તો તાળું નજરે પડ્યું.

તેના મનમાં એમ થઈ આવ્યું કે કદાચ તે અમારાથી આગળ શ્રી વિશ્વનાથના મંદિરમાં તો નહિ પહોંચી હોય! એમ મનમાં વિચાર આવતાં તે મંદિર તરફ વેગથી જવા લાગી. રસ્તામાં બાજુએ એક સ્ત્રી જરા આછું ઓઢી ઉભી હતી. તેને લાગ્યું કે આ ભાગીરથી છે. એમ ધારી તે તેની પાસે આવી ઠપકા ભર્યા સ્વરે કહેવા લાગી, "મારી બાઈ! તું પણ કેવી માણુસ છે! તારા જેવી તો છોકરી કોઈ જોઈ નહિ. તારા માટે હું સારી કાશી શોધી વળી અને તું અહીં આવી ઉભી રહી છું. બહુ ભલી છોકરી હોં."

તે સ્ત્રીએ તેની તરફ વળી મૃદુ સ્વરે કહ્યું:–"તું કોણ છે મા? હું તો તને ઓળખતી નથી. તું શું કહે છે? શું તારી છોકરી ખોવાઈ છે?"

નોકરડી આગળ સરી બોલી:—"અરે આ તો ન હોય એ" પછી તે શુદ્ધિમાં આવી બોલી:—"બાઇ! મારી ભૂલ્ય થઇ છે. કશું મનમાં ના લાવતાં. હું બુઢી થઇ છું અને અંધારામાં મને બરાબર કંઇ સુઝતું નથી. મેં જાણ્યું કે મારી સાથે આવેલી છોકરી છે, તેથી હું બોલી. કોણ જાણે ક્યાં ગઈ હશે. હવે હું તેને ક્યાં શોધું?"

"શું મા! તમારી છોકરી ખોવાઈ છે?" તે સ્ત્રીએ ફરીથી પુછ્યું.

"આજ અમારે ત્યાં એક ગુજરાતી બાપુ અને એક છોકરી આવ્યાં હતાં, હું તે છોકરીને લઈ શ્રી કાશીવિશ્વેશ્વરનાથના મંદિરમાં આરતીનાં દર્શન કરાવવા લઇ જતી હતી. હું આગળ આગળ ચાલતી હતી. એમ થોડીવાર ચાલ્યા પછી પાછું જોઉં છું તો છોકરી નથી. પછી તેને શોધતી શોધતી ઘર સુધી પાછી ફરી. રસ્તામાંય નથી ઘેર પણ નથી. કોણ જાણે ક્યાં ગઈ હશે? કહો મા હું તે શું કરૂં? ઘેર જઇશ તો પાંડેજી મારા પર ગુસ્સે થશે. શું કરૂં હું તે? કંઇ સમજ પડતી નથી."

તે બાઇએ જવાબ આપ્યો:—"બરાબર શોધ કરો મા. કાશી જેવું શહેર ડગલે ડગલે ભો. મા મંદિરમાં જઈ એકવાર જોઇ આવો. બીજે જાય ક્યાં?"

બુઢ્ઢી બિચારી ઉતાવળથી મંદિરમાં પહોંચી. ત્યાં તેનો થાગ લાગે શાનો? આરતીનો આરંભ થઈ ચુકયો હતો. લોકારણ્ય! તેમાં ધક્કા મૂકી. નાટય મંદિરની એક બાજૂએ બુઢ્ઢી ચુપચાપ ઉભી રહી.

આરતિ પુરી થવા પહેલાં તે દરવાજા આગળ આવી ઉભી. આરતી પુરી થઇ. લોક બ્હાર નીકળવા માંડયું પણ ભાગીરથી જેવું કોઈ જણાયું નહિ.

બુઢ્ઢી બિચારી શું કરે? ધીરે ધીરે ઘર ભણી પગલાં ભરવાં માંડયાં. હરનારાયણ પાંડેને તે બરાબર ઓળખતી હતી. તેના સ્વભાવથી તે સારી રીતે વાકેફ હતી. છોકરી સટકી ગઈ જાણુતાંની વાર પાંડેજી

શું કરી બેસશે, તે પુરેપુરી રીતે તેને ખબર હતી. બપોરે તો મંજુ સાથે ઝઘડો થયો હતો અને તે ચાલી ગઈ. ત્યાર પછી અધુરામાં પુરી આ બીના. બુઠ્ઠીને લાગ્યું કે જરૂર પાંડેજી નોકરી પરથી કાઢી મૂકશે.

તે નાના પ્રકારના વિચાર કરતી કરતી ઘેર આવી. ઘરમાં પેસતાંજ પાંડેજી સાથે સાક્ષાત્કાર થયો. હરનારાયણ નોકરડીને એકલી જોઇ બોલ્યો:-

"છોકરી ક્યાં ગઇ?"

બુઠ્ઠીએ રસ્તામાંજ મનમાં બૂટ્ટા ગોઠવી રાખ્યો હતો. તેણે કહ્યું:-"મુઈ તે છોકરી! હું મહા પરાણે મારો જીવ બચાવી ભાગી આવી છું, તેજ મારૂં નસિબ, નહિ તો, આજે મારાં પણ હાડકાં પૂરાં થઇ જાત."

હરનારાયણે આશ્ચર્યચકિત મુદ્રાએ પૂછ્યું:-"થયું છે શું? તે તો કહે?"

"થાય શું મારૂં કરમ? તમે એ બળ્યું એવી છોકરીને મારી સાથે મોકલો છો. જો હું આગળથી જાણુતી હોત કે, તે એવી છે, તો હું કદાપી કાળે તેને મારી સાથે તેડી જાત નહિ. કોને ખબર! મુઆ એટલા બધાની આંખ તેની ઉપર હશે? તમે પણ કોણ જાણે ક્યાંથી એવા ગામના ઉતારને લાવી આપો છો. ઘણાય ઉતારૂ અને યાત્રાળુ આવે છે, પણ આવું તો કોઈ ન દીઠું, બાપ હું તો——"

હરનારાયણે તેની વાક્ધારાને અટકાવતાં કહ્યું:—"અરે! શું થયું છે, તે કહેની? આ-તે-તે-આ લાંબું મહાભારત શાનું ચલાવે છે?"

"શું કહું બાપ? તે છોકરી કંઇ જેવી તેવી હતી. તેની સાથે તો માણસો હતાં. બદમાશ. લ્યો સાંભળો, શું થયું તે. હું તો એ છોકરીને લઈ ઘરથી નીકળી. છોકરી કોઇ દહાડો કાશીમાં આવી ન્હોતી જાણી, તેને આગળ કરી ચાલવા લાગી. ગલી વટાવી થોડે દૂર ગયાં ન ગયાં, એટલામાં બે ત્રણ માણસો આવ્યાં. તેને જોતાંજ છોકરી કહેવા લાગી, 'મા, મારે તો દર્શન કરવા નથી આવવું, મને મારી સાથેના માણસો મળી ગયાં. હવે મારે કોઇનું કામ નથી. હું તો તેમની સાથે જઇશ. તું તારે પાછી જા.' હું તો આ સાંભળીને અવાક્ થઈ ગઈ. મેં કહ્યું; "શું કહે છે? પાંડેજીએ મને તારી સાથે મોકલી છે ને હું ઘેર એકલી જઉં, તો એ મને ઠપકો આપે. તું મારી સાથે ઘેર ચાલ, ત્યાં આવી મહારાજને કહી, પછી તારે જવું હોય ત્યાં જા" એટલું કહેતામાં તો સાથેના માણસો મને મારવા આવ્યા અને એક જણે લાકડી ઉગામી કહ્યું:–"બુઢ્ઢી! જો ઝાઝી ચેં પેં કરીશ તો માથુંજ ફોડી નાખીશ." આ મારૂં હૈયું તો થરથર કાંપવા લાગ્યું. મુઆ કાશીના ગુંડા તેમને મન ન થાય એવું કશું નહિ. હું તેમને કેટલું કરગરી પણ કંઈ નહિ. છેવટે તમારા નામનો ભય દેખાડી કહ્યું;–"બાપુ! તમે જાણતા નથી કે કોણે એને મારી સાથે મોકલી છે. એ ન હોય જેવું તેવું માણસ. જાણો છો કોની સાથે કામ છે તે? હરનારાયણ પાંડે, ન હોય બીજો કોઇ કે જેમ તેમ જવા દેશે. હું આમ કહું છું, એટલામાં તો એક જણ બોલ્યો કે, 'એ બુઢ્ઢી, રહેવા દે તારી બકબક. જોયો તારો હરનારાયણ પાંડે. એવા તો કંઈ જોયા છે. ચાલ જાય છે કે નહિ?' એ બદમાશો સાથે મારૂં તે શું જોર ચાલે તેઓએ મારૂં

કંઇ સાંભળ્યું નહિ ને છોકરીને લઇ ચાલ્યા. રાંડ છોકરી પણ તેઓની સાથે હસતી હસતી ગઈ. હું તમોને ખબર કહેવા ઘેર આવી. જોયું તો તમે ઘરમાં ન હતા. મેં જાણ્યું કે આરતીનાં દર્શન કરવા ગયા હશો. હું વિશ્વેશ્વરના મંદિરમાં ગઈ, ત્યાં તમને શોધ્યા. આરતિ પૂરી થઇ લોક વેરાઇ ગયું, તોય તમે ત્યાં મળ્યા નહિ. પછી હું સીધી ઘેર આવી."

આ વાત સાંભળતાં સાંભળતાં હરનારાયણની આંખ્યો લાલ થતી હતી. તેણે પુછ્યું;–"તે બદમાશોને પહેલાં કોઇવાર જોયા હતા, એમ લાગે છે?"

"ના, બા. મેં તેમને કોઈ દહાડો કાશીમાં પહેલાં જોયા હોય એમ મને સાંભરતું નથી."

હરનારાયણ ઉઠી ઉભો થયો અને બોલ્યો:–"જોઉં છું, એવો કોણ માથાનો બળિયો છે કે મારા હાથમાં આવેલો શિકાર ઉઠાવી જાય? કોની માએ શેર સુંઠ ખાધી છે, કે મારા મ્હોંમાં આવેલો કોળીઓ કાઢી લે? આજ રાતની રાતેજ એનો પત્તો મેળવું નહિ તો મારૂં નામ હરનારાયણ નહિ."

એટલું બોલી હરનારાયણ ઘરમાંથી બ્હાર નીકળ્યો. બૂઢ્ઢી સમજી કે ઠીક માથે આવેલી બલા ટળી ગઈ, નહિ તો આજ ચાકરી જાત.

## ૨૩

ભાગીરથી મંજુની સાથે એક અંધારી ગલીમાં દાખલ થઈ. બંને જણુ ઉતાવળથી ચાલવા માંડયાં. કોઈના મ્હોંમાંથી એક શબ્દ પણુ નીકળતો ન હતો. મંજુ અગાડી ચાલતી હતી અને ભાગીરથી તેની પાછળ પાછળ જતી હતી. એમ દશ મીનીટ સુધી નાની ગલી કુંચીઓ વટાવી મંજુ એક નાના ઘર આગળ આવી પહોંચી. ભાગીરથી પણુ તેની પાસે આવી ઉભી રહી.

ભાગીરથી અત્યાર સુધી એક અક્ષર બોલી ન હતી. મુંગે મ્હોંએ મંજુની પાછળ ચાલતી હતી. મંજુને એક ઘર આગળ ઉભી રહેલી જોઈ, તે બોલીઃ—"મંજુ, આ કોનું ઘર છે?"

"મારૂં ઘર છે." મંજુએ જવાબ વાળ્યો.

ભાગીએ પુછ્યુંઃ–"શું તું આ ઘરમાં રહે છે?"

મંજુએ લેશ પણુ ગભરાયા વગર જવાબ આપ્યોઃ—"ના, બ્હેન, હું આ ઘરમાં રહેતી નથી, મારી પાસે જે કંઈ હતું તે વેચી સાટી આ ઘર લીધું છે. અહીં કોઈ યાત્રાળુ આવે તેને હું ભાડે આપું છું. બાર માસનું ભાડુત રાખતી નથી. બે ચાર દિવસ કોઇને રહેવું હોય અથવા તો વધારેમાં વધારે દશ પંદર દિવસ કોઇને અહીં રહેવું હોય તો હું ભાડેથી આપું છું. હું અહીંથી જરા છેટે કેશીઘાટ આગળ રહું છું."

"તો બ્હેન, હું એકલી અહીં શી રીતે રહીશ?" સ્હેજ ગભરાતાં ભાગીએ પુછ્યું.

મંજુએ જવાબ આપ્યોઃ—"તું એકલી શા માટે રહે? હું છું ને તારી સાથે. આજ કંઈ મારાથી ઘેર જવાય તેમ થોડું છે? તે બામણાને મારૂં ઘર માલમ છે. તે ત્યાં ગયા વગર થોડો રહે તેમ છે? ભલું હશે તો તે ત્યાં ગયો પણ હશે. આજ મને ઘેર જવું પાલવે ખરૂં?"

ભાગીરથીએ જોયું કે ઘરને બ્હારથી તાળું વાસેલું છે. ગલી-સાંકડી તેમજ અંધારી છે. કોઇ માણસની અવર જવર સુદ્ધાં નથી. ભાગીરથીને મનમાં ભય તો લાગ્યો, પણ કરવું શું? હવે કંઈ થોડો તેનો ઉપાય હતો? ભાગીએ પુછ્યું:-"પાંડે શોધતો શોધતો અહીં આવશે તો?"

"ઘેલીરે ઘેલી," મંજુએ મજાકના સ્વરે જવાબ આપ્યો, "મારૂં એક બીજું ઘર છે, એમ હું પાંડેજીને કહું ખરી? આ મારૂં ઘર છે એની પાંડેને ખબર નથી. એને મનની બધી વાત થાય ખરી? અહીં કંઇ ભય જેવું નથી. જરા પણ ગભરાતી નહિ. પાંડે તો શું પણ સાક્ષાત્ જમ પણ અહીં આવી શકે તેમ નથી. આ રસ્તે તે આવે શાનો? તું અંદર આવ."

મંજુએ તાળું ઉઘાડ્યું. અને અંદર દાખલ થઇ. ભાગી પણ તેની પાછળ ઘરમાં સરી. મંજુએ બારણું બંધ કર્યું. ઘરમાં ઘોર અંધારૂં હતું કંઈ જોઈ શકાતું ન હતું. ભાગી જડવત્ ઉભી રહીને બોલી:-"મંજુ, બજું મને તો આ અંધારામાં કંઇ સુઝતું નથી."

"તું અહીં ઉભી રહે, હું દીવો સળગાવી લાવું છું અને પછી તને અંદર લઇ જાઉં છું." એટલું કહી મંજુ અંદર ગઈ. ભાગીરથી

ત્યાં ઉભી રહી. અંધારામાં એકલી હોવાથી તેનું મન લબકલબક થતું હતું.

મંજુને વધારે વાર લાગી નહિ. તે દીવો લઈ આવી. દીવાના અજવાળામાં તેને જણાયું કે ઘર તો નાનું છે. ચોક છોડી એક નાનો મજલો છે."

મંજુએ કહ્યું:–"આ મારૂં ઘર. અહીં કોઈ તારૂં નામ લે એમ નથી, કે કોઇને તારી ભાળ લાગે એમ નથી. ચાલો આપણે ઉપર જઇએ." એટલું કહી મંજુ દીવો લઇ આગળ આગળ ચાલવા લાગી. બન્ને જણ સીડીપરથી ઉપર ચઢયાં. આગળ એક નાનકડી અગાશી હતી. ભાગી અગાશીમાંજ બેસી ગઈ. બે સારા દિવસના કડાકા. અન્નનું નામ નહિ. તે થાકીને લોથ થઇ ગઇ હતી. ઉંઘ પણ પહેલે દહાડે આવી ન હતી. રાતનાઆઠ વાગ્યા હશે, પણ તે દિવસે પણ કંઈ પેટમાં પડયું ન હતું. તેનું શરીર મરવા જેવું થઈ ગયું હતું.

તેને અગાશીમાં બેસતી જોઈ મંજુ બોલી:–"બ્હેન આમ શું કરે છે? ઘરમાં આવ ને બિછાનાપર બેસ. બ્હેન! એમ તાઢામાં અગાસીમાં શું બેસે છે? જો કંઈ ખાવાપીવાનો બંદોબસ્ત કરૂં. આજ તો આખો દહાડો તને કંઈ ખાવાનું નહિ મળ્યું હોય: હું ચાલી ગયા પછી પીવાને પુરૂ પાણી પણ મળ્યું હોય તો ભાગ્ય?"

"ના આજ કંઈ ખાધું નથી ને અત્યારે બળ્યું કંઈ ખાવું પણ નથી. ગંગાજળ પીધું એટલે ખાધા બરાબર છે."

"એ શું બોલે છે? કંઈ ખાધા વગર તે ચાલે? આટલી રાતે

રાંધવાની કડાકુટ ક્યાં કરીએ. પણ મીઠાઈવાળાને ત્યાંથી થોડું કાચું કોરૂં લાવી ચલાવી લઇશું. જે ભાવે તે, આપણે થોડો નાસ્તા જેવું કરી લઇશું. પછી સ્હવારે રાંધવા કરવાનું કરીશું."

ભાગીરથી બોલીઃ-"મીઠાઇની વાત તો રહી પણ ચણા ફાકવાને પણ ફુટયો પૈસો મારી પાસે નથી, તો રાંધવા કરવાની વાતજ ક્યાં છે? બ્હેન, પહેરવાને પણ આ એક વસ્ત્ર સિવાય બીજું ફાટયું લુગડું પણ નથી. આ ફુટેલ કરમની શી વાત કહું?"

એટલું બોલતાં કપાળ કુટી ભાગી રડવા લાગી.

"બળ્યું બ્હેન, આમ રડે છે શું? જે થવાનું હતું તે થયું. હવે તેનો શોક કરવો નકામો છે. ગયેલું કંઇ હવે પાછું હાથમાં આવે તેમ છે? સંભારીને નાહક દીલને કષ્ટ આપવું એ શું સારૂં છે? પૈસાનું પણ થઇ પડશે. દશ બાર દહાડા બે વખત ખાવાના જેટલું મારાથી નહિ બને, એમ તું ધારે છે? એટલી જોગવાઈ તો સહેજમાં થઈ શકશે. બે ચાર દિવસમાંજ ભલું હશે તો તું તારો રસ્તો તારી પોતાની મેળે શોધી લઈશ. એકને છાંડયો છે, તો અહીં બીજા દશ મળી રહેશે."

ભાગીરથીના મનમાં ધ્રાસ્કો પડયો—મંજુ શું કહે છે? તે મને કેવી ધારે છે?—આ વિચાર મનમાં આવતાં તે કાતર સ્વરે બોલીઃ—"મંજુ? મારે તો એક પણ નથી ને કોઇ પણ નથી. જો મંજુ? તું મારી મા છે—બ્હેન છે. હું કોઇની પાસે કદિ હતી નહિ. મંજુ, તું મને ભુલે છે. હું ઘર છોડીને આવી છું, એ

ખરી વાત, પણ મેં મારો ધર્મ છોડયો નથી. હજી સુધી મેં પાપ કર્યું નથી. રે મા–મા–તું ક્યાં છે રે!"

એટલું બોલતાં તે ડુસ્કાં લેવા લાગી. છેડાવતી મ્હોં ઢાંકી રડવા લાગી. તેના પગ તળેથી જમીન સરવા લાગી. તેને ચક્કર આવવા લાગ્યાં. ખરેખર આ વખતે ભાગીરથીના મનની સ્થિતિ એવી હતી કે વર્ણન કરવી અસાધ્ય છે.

ભાગીરથીને રડતી જોઇ મંજુ બોલી:–"બ્હેન, આમ રડે છે શું? ચુપ રહે બા, રડવાના વખતને હજી વાર છે. ઉઠ, મ્હોં, ધો. કંઇક ખા. જો આ ગલીના નાકા પર હલવાઇની દુકાન છે, ત્યાંથી હું કંઈ ખાવાનું લઈ આવું. જો તું હાથ મ્હોં ધુએ અને અહીં જરા બેસે, તો હું બ્હાર જઈ કાચું કોરૂ લઈ આવું. સમજી?"

ભાગીરથી દયામણે ચ્હેરે, નમ્ર સ્વરે બોલી:–"ખજ્યું નથી ખાવું. મને અહીં એકલાં રહેવામાં બ્હીક લાગે છે. મારે ખાવું કરવું કંઈ નથી. મને જરા ગંગા જળ આપ એટલે બસ."

"તારે ખાવું નથી, પણ મારે તો ખાવું છે ને? મેં પણ આજ કંઇ ખાધું નથી. આજ બપોરના તકરાર થઈ. હું પાડેને ત્યાંથી ચાલી નીકળી ને ઘેર ગઇ. ત્યાં જઇ પહોંચી, ત્યારે કંઈ રાંધવાનો વખત થોડો હતો? વળી તારી વાત યાદ આવતાં મનને ખરાબ લાગ્યું કે થોડો વખત એમને એમ પડી રહી. પછી સંધ્યાકાળ થઇ ત્યાં તો તને છોડાવવા આવવાનું હતું, એટલે ખાવાનું ક્યાંથી કરૂં?"

આ સાંભળતાંજ ભાગીરથી એકદમ બોલી ઉઠી:–"અરેરે! મારે માટે આજ આખો દહાડો ઉપવાસ કરવો પડયો? મને એ

ખબર નહિ કે તેં આજ કંઈ ખાધું નહિ હોય. જો હું જાણુતી હોત તો તને જવાનું ના કહેત. જા બ્હેન, વાર ન લગાડ. જા હું બારણું વાસું છું, તું જલ્દી જઇ કંઈ તારે માટે લાવ. એટલી વારમાં હું હાથ મ્હોં ધોઇ લઉં છું. બ્હેન, શું કરૂં? લાચાર છું કે તારા હાથમાં મૂકવા જેટલા બે પૈસા પણ મારી પાસે નથી. તું મારે માટે, જે કરે છે, તેનો બદલો શી રીતે વાળીશ? જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી ઉપકાર નહિ વિસરાય. આજે તેં મારા પર જે ઉપકાર કર્યો છે તેનો બદલો તો——"

"એટલી બધી દીન શા માટે થાય છે. બ્હેન, સઘળા દહાડા કંઈ સરખા જતા નથી. બધાય દિવસ શું માણુસની એકની એક અવસ્થા રહે છે? જો ઘરમાં માટલામાં જળ છે. મેંજ ગંગાજળ આણી ભરી રાખ્યું છે. નીચેનું બારણું બંધ કરવાની શી જરૂર છે? વળી બંધ કરવું અને ઉઘાડવું. હું આ જઇને આવી, તું હાથ મ્હોં ધો. જરા શાંત થા." એટલું કહી મંજુ ઉભી થઈ.

ભાગીએ કહ્યું:—"અરે નિસરણી પર તો અંધારૂં છે જો. લાવ હું દિવો ધરૂં."

"નહિ, નહિ, દિવાની કંઈ જરૂર નથી. ઘર મારૂં છે, એટલે હું ટેવાઇ ગઈ છું. મને કંઈ વાંધો નહિ આવે. તું હાથ મ્હોં ધોઈ શાંત થઈ બેસ" એટલું કહી મંજુ સીડી ઉતરી પડી. પણ પછી બારણું ઉઘડયાનો અને બંધ થવાનો અવાજ થયો.

મંજુ ગઈ. ભાગીરથીએ ઘરમાં જઈ જોયું તો કંઈ સામાન બામાન નથી. એક તરફ બે ચટાઈઓ હતી. તેમાંથી એક પર

બિછાનું પાથરી રાખ્યું હતું. એક તરફ દીવી પર દીવો બળતો હતો. એક માટલામાં જળ અને બાજુમાં પીતળની ગોળી હતી. કપડાં ઉતારી રાખવા માટે ભીંતમાં ખીલા અને ખીંટીઓ હતી. એકજ બારણું અને પાછલી તરફ બે બારીઓ હતી. સામસામી દિવાલમાં બે ગોખલા હતા. મંજુએ ભાગીરથીને કહ્યું હતું કે આ ઘરમાં કોઇ રહેતું નથી. યાત્રાળુઓને ભાડે આપું છું. તેથી કંઇ જાણુસ ભાવ ન જોઈ, તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો નહિ. ઘડામાંથી લોટો પાણી લઈ તેણે અગાશીમાં હાથ મોં ધોયાં અને અંદર આવી ચટાઇ પર બેઠી.

## ૨૪

અમે મંજુ અને આ ઘરની હકીકત કહીએ છીએ, કારણ કે જો તેમ ન કરીએ તો વાર્તા અસંપૂર્ણ ભાસે; નહિ તો, એ ન લખવું એજ ઉત્તમ છે.

આ ઘર કંઇ મંજુનું નહોતું. જો કાશીમાં મંજુને પોતાનું ઘર હોય તો હરનારાયણ પાંડેને ત્યાં રસોઇગીરી કરે શાની? કાશીમાં જેને એકાદ એવું ઘર હોય છે, તે બીજાને ત્યાં નોકરી કરતા નથી. મંજુ સચ્ચરિત્રવાન ન હતી. તે મૂઠીભર અન્નને વાસ્તે રાંધવા રહી ન હતી.

આ ઘરની માલિક કોઈ બીજી બાઇ હતી. તે મંજુના જેવીજ બદમાશ હતી અને કેટલેક અંશે, તેનાથી પણ ખરાબ હતી. તે મંજુની માફક રાંધવાનું કામ બામ કરતી ન હતી. ખુલ્લી રીતે

વેશ્યાવૃત્તિ કરતી હતી. આ ઘર તેનું હતું. અને તે કોઈ યાત્રાળુને ભાડે આપતી ન હતી કે કોઈને એ ઘરમાં રાખતી પણ ન હતી; પરંતુ આ ઘરની તેને યથેષ્ટ આવક હતી.

કાશી પુણ્યભૂમિ છે, કાશી પરમ પવિત્ર સ્થાન છે; એ ખરી વાત છે, પરંતુ, કાશીના જેવું બીજું અપવિત્ર સ્થાન આપણા દેશમાં નથી. શ્રી કાશીવિશ્વેશ્વરનાથના પાદપદ્મનો આશ્રય લેવા, છેવટે જાન્હવી તીરે તનુંત્યાગ કરવા માટે, અનેક ધર્મપિપાસુ નરનારી જીવનનો અવશિષ્ટ સમય ગાળવા આગમન કરે છે, તે ઉપરાંત દેશમાંના પાપનો બોજો નાખવા, ધર્મને નામે બીભત્સ કામ કરવા પણ ઘણાં માણુસો આ પુણ્ય નગરીમાં આવે છે. કાશીમાં પ્રતિદિન જે કુત્સિત કાર્ય થાય છે, તે લખવાનું તો બાજુએ રહ્યું, પણ, તેનુ સ્મરણુ થતાં શરીર કાંપી ઉઠે છે. જવા દો, તે સઘળાં પાપનું ચિત્ર! વાંચક સમક્ષ એ રજૂ કરવું, એ અમારૂં કામ નથી. તેના પર અંધાર પડદો પડયો રહેવા દેવો એજ ઠીક છે. શ્રી કાશીવિશ્વેશ્વર પાસે એટલી પ્રાર્થના છે કે કાશીમાંથી આ કલુષિત્ત વ્યાપાર સદાને માટે દૂર થાય અને કાશી ખરેખર સ્વર્ગ સમાન બની રહે.

મંજુ જે ઘરમાં ભાગીરથીને લઈ આવી હતી તે ઘરવાળી યાત્રાળુઓને ઘર ભાડે આપતી ન હતી, એ અમે અગાઉ જણાવી ગયા છીએ. ત્યારે શું આ ઘર ભાડુત વગર એમનું એમ પડી રહેતું હતું? ના. જે ઘરોને દિવસના તાળાં લાગેલાં હોય છે, દિવસના તેમાં કોઇ માણુસ સરખું દેખાતું નથી, પરંતુ રાત્રે તેમાં લોક સમાગમ થાય છે. એવાં કાશીમાં અનેક ઘરો છે. કાશીના

બદમાશો તેમની કુપ્રવૃતિ ચરિતાર્થ કરવા માટે આવાં ઘર ભાડે રાખે છે. ઘરવાળાઓને રાતને માટે, ઘર ભાડે આપવાથી સારા પૈસા પેદા થાય છે, અને તેમનો સારો રોજગાર ચાલે છે.

અમારા વાંચનાર, વાંચનારીઓને જો એવો ખ્યાલ હોય કે ભાગીરથીને સંકટમાંથી ઉગારવા માટે, તેને નાશી જવા માટે મંજુએ સહાય કરી હતી, તો તેમાં તેમની ભૂલ્ય છે. મંજુ તેવી સ્ત્રી ન હતી. તે મૂર્તિમંત પાપ—તે નારિદેહધારિણી શયતાની હતી. તેણે કંઈ ભાગીરથી પર દયા ખાઇને આ કામ કર્યું ન હતું. હરનારાયણ અર્થલોભને વશ થઇ, એક નાની સરખી સારી રકમની આશાથી ભાગીરથીને સમજાવી ઘેર લઈ આવ્યો હતો. મંજુ પણ તેવીજ આશાથી હરનારાયણના હાથમાં સપડાયલી ભાગીરથીને થાપ આપી અહીં લઈ આવી હતી.

હરનારાયણના ઘરની પાછલી બાજુએથી નીચે ઉતરી જ્યારે ભાગીરથીએ મદદને માટે મંજુની પાસે માગણી કરી, ત્યારે તે ઘણી ખુશ થઇ. તેના મનમાં એમ થઇ આવ્યું કે હરનારાયણના શિકારને તેના હાથમાંથી લઇ બીજાના હાથમાં સોંપવાથી સહેજમાં દશ વીશ રૂપીઆ મળશે. આથી તે ભાગીરથીને મદદ કરવા રાજી થઇ.

ભાગીરથીએ જ્યારે મંજુની સાથે નાશી જવાનું નક્કી કર્યું ત્યારે તેને સાથે લઈ જઈ શું કરવું, તે સબંધી વિચાર કરવા લાગી. તેના હાથમાં કેટલાક પૈસાવાળા જુવાન કુળ હતાં અને તેમના કુકાર્યમાં સહાય કરી તે થોડા ઘણા પૈસા મેળવતી હતી.

મંજુએ ભાગીને એવા એક પૈસાવાળા યુવકને સોંપવાનો વિચાર કર્યો. આ વિચાર આવતાં તે ઉઠી અને તે મોટે રસ્તે થઈ થોડે દૂર એક મોટા ઘર આગળ ગઈ. આ ઘર એક શ્રીમંત હિંદુસ્તાનીનું હતું, તેણે માથાનો પરસેવો ઉતારી સારૂં નાણું સંપાદન કરી વેપારમાં સારી નામના મેળવી હતી. અને આ ઘર બાંધ્યું હતું તે એકાએક મરી ગયો. તેને એકનો એક યુવાન છોકરો હતો. બાપના મરવાથી તે ભારે સંપત્તિનો માલેક બન્યો અને બે હાથે પૈસા ઉરાડવા લાગ્યો. બાબુ સાહેબ તરીકે તેની ખ્યાતિ હતી અને મોજીલા મિત્રો તેની આસપાસ મધ પાછળ ભમરા ઉડે તેમ ઉડતા હતા; તેઓ રોજ રોજ નઠારે માર્ગે જવા પ્રેરતા. મંજુ જેવી ખરાબ ચાલની સ્ત્રીઓ જોડે આ યુવકને વિશેશ પરિચય હતો.

મંજુ અવાર નવાર આ ઘરમાં આવતી જતી હતી. ઘરના ચોકી કરનારા એને ઓળખતા હતા અને બાબુની પ્રિયપાત્રી જાણી કોઇ તેને રોકતું નહિ. મંજુ ઘરમાં ગઈ, સીડી પર ચઢી, નજર કરી જોયું તો બાબુ દિવાનખાનામાં બેઠો હતો. મંજુને જોતાંજ બાબુ બોલી ઉઠયોઃ–"કોણ મંજુ! અત્યારે કયાંથી? ચાલ અંદર ચાલ."

મંજુ બાબુની સાથે અંદર ગઇ. પછી બાબુની સાથે જે કુત્સિત રસિકતા શરૂ થઈ, તે સમસ્ત લખી, અમે લેખિનીને અપવિત્ર કરવા ઇચ્છતા નથી. પાપનું શ્યામ ચિત્ર આંકવાથી શો લાભ છે? ટૂંકામાં એટલું કે મંજુએ એક બુલબુલને પકડી હતી અને તે રાત્રે તેણે તે બાબુને સ્વાધીન કરવાનું કબુલ કર્યું હતું. રાતના નવ

વાગે બાપુએ ત્યાં આવવા કબુલ કર્યું હતું. અને મંજુની મહેનત બદલ વીસ રૂપીઆ રોકડા તે રાત્રે આપવાનું વચન આપ્યું હતું તથા ભવિષ્યને માટે એવી બીજી આશા આપી હતી.

બાપુ પાસેનું કામ પરવારી, મંજુ બાદમાં તે ઘરવાળી પાસે ગઈ. અત્યાર પૂર્વે મંજુએ ઘણીવાર તે ઘરવાળી પાસેથી ઘર ભાડે લીધું હતું. આથી ઘર ભાડે લેવાને માટે તેને વાર લાગી નહિ. ઘરવાળી પાસેથી ચાવી લઈ તે ઘરમાં ગઈ. ઘર ઝાડીઝુડી સાફ કર્યું. માટલું અને ગોળી વિછળી પાણી ભર્યું. લોટા અજવાળી નાંખ્યો. ચટાઇ અને બિછાનું ખંખેરી યથાસ્થિત ગોઠવ્યું. બિછાનું અને ગોળી લોટા વિગેરે ઘરવાળીનુંજ હતું. બધી વ્યવસ્થા કરી મંજુ પોતાને ઘેર ગઈ. મોડું થઈ જવાથી તેણે રાંધવા કરવાનું માંડી વાળ્યું.

બજારમાંથી ખાવાનું આણીને ક્ષુધાની તૃપ્તિ કરી જરા લેટી ગઈ અને ઉંઘ આવતાં સુખમય સ્વપ્નો જોવા લાગી. સંધ્યા થતાં તે પોતાનો શિકાર હસ્તગત કરવા બ્હાર પડી.

કાશીમાં આવા બનાવની નવાઈ નથી; ખરૂં કહીએ તો આવા બનાવો પ્રતિદિન બને છે. જેઓ કાશીની પુરી હકીકતથી વાકેફગાર છે, તેઓ આના કરતાં ભીષણ અને બીભત્સ બનાવો વર્ણવી શકે તેમ છે. શ્રી વિશ્વનાથની પૂણ્યભૂમિમાં તેનું શુદ્ધમ્ અપાપ વિદ્ધમ્ નામ લઇ દરરોજ કેટલાં માણુસો કલંકિત કાર્યોમાં મદદ કરે છે?

હે વિશ્વનાથ, આવા જનોને શિક્ષા કરવા તારો રૂદ્ર બાહુ લંબાવતો કેમ નથી? તમારી સોનાની કાશીની પવિત્રતાનું રક્ષણ કરવા હોકાટ કરી શું જાગૃત નહિ થાઓ? કાશીના પવિત્ર કક્ષમાંથી આ કલંક કાલિમા શું દૂર નહિ થાય? આવી પાપની કહાણી કયાં સુધી સાંભળવી પડશે? તીર્થશ્રેષ્ટ વાણારસીના માહાત્મ્યની કીર્તનકથા કરી પૂણ્ય પ્રાપ્ત કરવાને બદલે તીર્થસ્થાનના કલંકનું ચિત્ર આલેખવું પડે છે, એ લેખકનું દુર્ભાગ્ય નહિ તો બીજું શું? પણ તેમ કર્યા વગર છુટકો નથી. વધારે વાર ચુપ રહેવું એ સારૂં નથી. આપણા તીર્થસ્થાનોની કલંકકથા મુકતકંઠે ઘોષણા ન કરવાથી ધર્મપરાયણ માણસોની દષ્ટિ તે તરફ વળે તેમ નથી. આજ કારણ ને લીધે આ નર્કનું ચિત્ર સઘળાની સામે ઉપસ્થિત કરવું પડે છે.

મંજુને બાબુએ કહ્યું હતું કે ઘરમાં થોડી ખાવાની મીઠાઈ વિગેરે અને પાપકાર્યને આનુસંગિક પીવાનું ત્યાં લાવી રાખવું. મંજુને તો કંઇ ભૂખ લાગી ન હતી અને લાગે તો પોતાની ગાંઠના પૈસા ખર્ચી લાવે તેમ ન હતી. બાબુએ સર્વ ચીજો લાવવાને રૂપિઆ આપ્યા હતા. તેથી તે ખાવાનું લાવવા ગઇ.

માત્ર મીઠાઇ લઇને આવવાનું હોત તો મંજુને એટલી વાર લાગત નહિ; કારણ કે ગલીના નાકા પર હલવાઈની દુકાન હતી. ખાવાની જણસો ઉપરાંત બીજી ચીજો લાવવાની ફરમાસ હતી અને તે કંઈ મિઠાઇવાળાને ત્યાં મળે તેમ ન હતી. તે 'સરકારની સનદ પ્રાપ્ત' દુકાનેથી લેવાની હતી અને તે દુકાન કંઇ ગલીના નાકા પર ન હતી; આથી કરીને મંજુને દૂર જવું પડયું.

નીચેનું રસ્તાપરનું બારણું ખુલ્લું હતું. નવીન સ્થાન. ઘરમાં કોઇ માણસ નહિ. ભાગીરથીના મનમાં ભય ઉત્પન્ન થયો. તેને લાગ્યું કે મંજુ તો થોડી વારમાં પાછું આવવાનું કહી ગઈ છે અને એને એટલી બધી વાર કેમ લાગી? ભાગીરથીને વધારે ભય લાગવા માંડયો તે એકલી ઉપર બેસી રહી શકી નહિ. તે અંધારામાંજ દાદરો ઉતરી નીચે આવી. બારણાં આગળ આવી બારણું ઉઘાડવા લાગી; પરંતુ મંજુ કંઇ નાદાન કાચી પોરી ન હતી. તે બ્હાર તાળું વાસીને ગઇ હતી.

મંજુને મનમાં ધ્રાસ્કો પડયો. તેના મનમાં એક વખત એમ થયું કે, "કદાચ બારણું ઉઘાડું જોઇ, કોઇ પેસી જાય, એટલા માટે બ્હારથી તાળું વાસી તે ગઈ હશે. વળી તેના મનમાં એમ થતું કે કંઇ કદાચ દાળમાં કાળું તો નહિ હોય?"

આમ પરસ્પર વિરોધી વિચારમાં ભાગીનું મન ઝોલા ખાવા લાગ્યું. જેમ જેમ મંજુને વાર લાગી તેમ તેમ તેની ભીતિ વધતી ગઈ. તેના મનમાં વળી શંકા ઉત્પન્ન થઇ કે રખેને હું નાશી જાઉં, એવા સંદેહથી તો બ્હાર તાળું વાસીને નહિ ગઈ હોય? તે બારણાની પાસે આમ વિચાર કરતી ઉભી હતી. એક ક્ષણુ તેને એક કલાક સમાન ભાસતી. તેનું મન લણુ લણુ થયાં કરતું હતું. તે પિંજરમાં પુરાયલી પંખિણીની માફક છટપટ કરવા લાગી; પણુ તેને કોઇ પણુ ઉપાય સૂઝયો નહિ. એકવાર એમ પણુ મનમાં થઈ આવ્યું કે પોકાર કરૂં, પરંતુ બીજી પળે એમ પણુ લાગ્યું, કે જો મંજુના મનમાં કંઇ કપટ ન હોય તો? જો ખરેખર તેણે મને સહાય કરવાને માટે આટલી બધી ખટપટ

કરી હોય તો શોર બકોર કરવાથી લોકો એકઠા થાય અને એક પણ આધાર વગરની થાઉં તો? એમ થાય તો આ અપરિચીત શહેરમાં એટલી રાતે કોનો આધાર શોધવા જવું."

આવી જાતના અનેક તર્કવિતર્ક તેના મનમાં થતા હતા! એટલામાં બારણા આગળ કોઈનાં પગલાં સંભળાયાં. તે એકદમ ઉતાવળથી ધીમે રહીને સીડીપર ચઢી, ઉપર ચાલી ગઇ. મંજુ એકદમ ઘરમાં આવી શકી નહિ; કારણ કે તેના બન્ને હાથમાં સામાન હતો, અને તેને નીચે રાખી તાળું ઉઘાડવાનું હતું. બારણું ઉઘાડી સામાન અંદર લાવી રાખે એટલા સમયમાં તો ભાગી ચૂપચાપ ઉપર ચાલી ગઈ, અને મંજુને ખબર પણ ન પડી કે ભાગી નીચે આવી બારણા આગળ ઉભી હતી.

મંજુ જે સામાન પોતાની સાથે લાવી હતી, તેમાંનો કેટલોક નીચે રાખવો તેને ઉચિત લાગ્યો, કારણ કે, તે ગ્લાસ અને બાટલી ઉપર લઈ જાય તો ભાગીરથી તરતજ શંકા પામી શોર મચાવે. આથી કરીને માત્ર ખાવાનો સામાન હાથમાં લઇ ઉપર આવી અને બાકીનો નીચેજ રહેવા દીધો.

મંજુને જોતાંજ ભાગીરથી બોલી:–"તને આટલી વાર શાથી લાગી બન્યું?"

બનાવટી વાત કહવામાં મંજુ અભ્યસ્ત હતી. તે તરતજ બોલી ઉઠી:—

"અરે કંઈ તે વાતજ ના કર બ્હેન! કમનસિબની

કહાણી શું કહું ? જ્યારે ઘરમાંથી બ્હાર નીકળી, ત્યારે મારી પાસે એક રૂપીઓ હતો. જો રૂપીઆને વગાડીને લીધો હોત તો એટલી ફજેતી ન થાત. મને શી ખબર કે રૂપીઓ ખોટો હશે! હું જાણું કે મારી પાસે પેટીમાં થોડા રૂપીઆ છે, તે બધાય સારાજ છે તો. હલવાઈની દુકાને જઈ ખાવાનું લીધું અને રૂપીઓ તેના હાથમાં મૂકયો. જોને નસિબની પણ બલિહારી! રૂપીઓ તેણે વગાડી પાછો આપ્યો અને કહ્યું કે, 'રૂપીઓ તો ખોટો છે. તે ચાલશે નહિ.' મેં રૂપીઓ લઈ વગાડવા માંડયો પણ વાગે નહિ. ખરેખર તે ખોટો હતો. મેં દુકાનવાળાને કહ્યું કે 'મારી પાસે બીજા પૈસા નથી. તારૂં ખાવાનું પાછું લે.' તે ખાવાનું પાછું લે નહિ. વધારામાં કહેવા લાગ્યો કે, 'તું જાતની કોણ છે! મોચી છે કે મુસલમાન, તે હું શું જાણું! તારા હાથનો અડેલો માલ પાછો નહિ લઉં' મેં કહ્યું કે, 'હું બ્રાહ્મણની છોકરી છું' પણ તે સાંભળે શાનો. ઘણું કરગરી કહ્યું કે 'બાપા, તારો સામાન પાછો લે અને અલગ રાખ. હું ઘેરથી બીજો રૂપીઓ લઇ આવી, તે લઇ જઉં છું.' બીજાું શું કરૂં? તારી પાસે તો કંઇ હતું નહિ કે આવીને લઇ જાઉં. રાતની વખતે પાછી ઘેર ગઈ. ઘેર જઇ બારણું ઉઘાડયું: પેટી ઉઘાડીઃ રૂપીઓ વગાડી જોયો કે ફરી વળી ફેરો ખાવો ન પડે. રૂપીઓ લઇ પાછી દુકાને ગઇ. સામાન લીધો અને તે લઇ અહીં આવી. રસ્તામાં તારા વિચાર આવે કે પેલી ઘરમાં એકલી છે, તે કોણ જાણે બ્હી મરશે કે શું? બ્હીક તો લાગી હશે. પણ સારૂં થયું કે બ્હારથી હું તાળું મારી ગઈ હતી, કારણ કે, કાશી

જેવું શહેર, બારણું ઉઘાડું જોઇ કોઈ અંદર ઘુસી આવતે તો બ્હીકથી મરીને તું લોથજ થઇ જાત."

ભાગીરથી આશ્વાસન પામી અને ઉમળકાથી બોલી:—" મંજુ, તું મારે માટે કેટલી બધી મહેનત ઉઠાવે છે. પેલા ભવમાં તું ખરેખર મારી કંઇ હોવી જોઇએ; નહિ તો આવી વિપત્તિના સમયે તું ક્યાંથી મળે ?"

તેની વાત ઉડાવતાં મંજુ બોલી, "જવા દે તે વાત, રાત તો વહી જાય છે. તું કંઈ ખાવા માંડ અને હું પણ કંઈ થોડું ખાઉં."

"મંજુ, ખરેખર અત્યારે મારે કંઇ ખાવું નથી. થોડું ગંગાજળ પીશ. બીજું કંઇ નહિ. કાલ્ય સ્હવારે જે કંઈ શ્રી કાશીવિશ્વેશ્વરનાથ આપશે તે ખરૂં."

મંજુએ કહ્યું, "એ શું બન્યું ? હું તારે માટે આટલી બધી મહેનત કરૂં છું. અત્યારે રાતને પહોર એટલી મહેનત કરી ખાવાનું લઇ આવી અને તું——"

એટલામાં બારણાની સાંકળ ખખડવાનો અવાજ થયો.

મંજુએ કહ્યું:—"આટલી રાતે બારણું કોણ ખખડાવે છે, તે જોઇ આવું."

ભાગીરથી ભીત સ્વરે બોલી, "ના—ના મંજુ તું જતી ના. મને બ્હીક લાગે છે. ભલું હશે તો પાંડે ખબર કાઢવા આવ્યો હશે. તું ના જા. જ્યારે કોઈ જવાબ નહિ આપે ત્યારે તે એની મેળે પાછો જશે."

મંજુએ કહ્યું;—"તને કાશીની ખબર નથી. મને લાગે છે કે એ

પાંડે બાંડેના માણસો નથી. એ પોલીસના માણસો હોય એમ જણાય છે. આ ઘર તો બંધ રહે છે. પહેરાવાળો પણ એ જાણે છે. આજ ઘરને તાળું નથી માર્યું તેથી ખબર કાઢવા આવ્યો હશે. એમજ હોવું જોઇએ; નક્કી."

ભાગીરથી આથી વળી ગભરાઇ બોલી;–" અરેરે ? તો શું થશે મંજુ? તું મારે માટે શું કહીશ ?"

" એમાં એટલી ગભરાય છે શાની ? કહીશ કે મુંબઇથી મારી બેન આવી છે."

" તેઓ મુંબઇનું ઠેકાણું પુછશે તો ?"

મંજુએ હાજર જવાબ આપ્યો;–"પુછવા દેને ? કહીશ કે માધવ બાગની પાસે ખખ્ખરની ચાલીમાં બીજે માળે ૨૫ નંબરની ઓરડીમાં રહે છે. એમાં બ્હીવાનું શું છે ? તું તારે ચુપચાપ બેસી રહેજે. એ લોક ઉપર આવે તો બધી વાતનો જવાબ હું વાળીશ. તું મુંગી બેસજે, જરા પણ ગભરાતી ના " એટલું કહી દીવો લઇ મંજુ નીચે ઉતરી. ભાગીરથી અંધારામાં એકલી થરથર કંપવા લાગી.

બારણું કોણ ખખડાવતું હતું તે મંજુ સમજી ગઇ હતી અને અમારા વાંચનારા વાંચનારીઓ પણ સમજી ગયાં હશે. મંજુએ બારણું ઉઘાડયું. બાબુ અને તેનો રંગીલો દોસ્તદાર અંદર દાખલ થયા. તેઓ અંદર દાખલ થયા કે મંજુએ બારણું બંધ કરી દીધું.

બાબુએ પુછ્યું, " કયેમ બધું બરાબર છે ને ?"

" મારી વાત કોઇ દહાડો ખોટી પડી છે, કે આજ પડે ?"

મંજુ બોલી, "મારા કામમાં કોઈ દહાડો ખતરો કદિ આવ્યો છે? ચાલો ઉપર."

"ત્યાર પછી મંજુ જે બોલી તે અમે લખતા નથી—લખી શકતા નથી. ત્યાર પછી જે અભિનય શરૂ થયો તેનું વર્ણન આપવાની શું જરૂર છે? અમે તેમ કરી શકતા નથી. તે નર્કકાંડનું દૃશ્ય–તે દૃશ્યનું વર્ણન આપી શકતા નથી–આપતા નથી. 'વાસ્તવ્યતા' ને નામે ભલે કોઇને કંઇ કહેવું હોય તો કહે, પરંતુ, આટલી વયે અમે તેમ કરી શકતા નથી. પાખન્ડ, નરપિશાચની વાત, તેનાં આચરણ 'વાસ્તવ્યતા'ના નામે દેખાડી શકતા નથી;—અસહાય રમણીની કાતર દૃષ્ટિ, તેનો અનુનય, વિનય, સતીત્વ રક્ષાને માટે પ્રાણપૂર્વક યત્ન, એ સર્વ દેખાવ વિસ્તારથી લખતા નથી. પાપીયસી મંજુનું વર્તન પણ લખતાં કંપારી છૂટે છે. તેના નામનો ઉલ્લેખ કરી પુસ્તકનાં પાનાં અમે વધારેવાર કલંકિત કરવા ઇચ્છતા નથી. હતભાગિની ભાગીરથી આ નરપિશાચના હાથમાંથી શી રીતે રક્ષણ પામી, તેના સતીત્વનું સંરક્ષણ શી રીતે થયું, એ અતિ સંક્ષેપમાં જણાવી, એ દૃશ્ય પર પડદો નાખીશું.

## ૨૫

રાતના દશેક વાગ્યાનો અમલ થયો હતો. પોલીસનો દારોગો રામ પ્રસાદ ચોબે, એક કોન્સ્ટેબલને સાથે લઇ ફરવા નીકળ્યો હતો. પોલીસના નામની સાથેજ ઘણાકને ખરાબ ખ્યાલ ઉત્પન્ન થાય છે. પોલીસના માણસો લુચ્ચા, દગાબાજ ને રૂશ્વતખોર હોય છે

એવી સામાન્ય માન્યતા છે; પરંતુ, પોલીસના સઘળા માણુસો ખરાબ હોય છે, એમ માનવા અમે તત્પર નથી. પોલીસમાં કોઈ સારા અને કર્તવ્યપરાયણ માણસ હોય છે. આનું પ્રમાણ જોઇએ તો રામપ્રતાપ ચોબે હતો. તે સારા વંશનો છોકરો હતો, ઉચ્ચ કેળવણી પામ્યો હતો, આ ઉપરાંત તે સચ્ચરિત્ર, સાધુ પ્રકૃતિનો અને કર્તવ્ય-પરાયણ હતો.

આ ચોબેના નામથી કાશીના બદમાશો કાંપતા હતા અને સારા માણસો તેના પ્રતિ શ્રદ્ધાની નજરથી જોતા હતા.

કોણ જાણે શાથી દારોગા ચોબેને આજે આ ગલીમાં ફરવાનું મન થયું. ભાગ્યેજ આ સમયે તે આ રસ્તે આવજાવ કરતો. આજ એકાએક તેને શું થઇ આવ્યું કે તે કોન્સ્ટેબલને સાથે લઈ આ અંધારી ગલીમાં નીકળ્યો. અમે અદૃષ્ટવાદી હિંદુ છીએ. નસિબને માનીએ છીએ. કાર્યકારણની શૃંખલાનો સ્વીકાર કરીએ છીએ. જે વિપદ્‌ભંજન મધુસુદને સભામાં દ્રૌપદીની લજ્જા નિવારણ કરી, સતીના સતીત્વની રક્ષા કરી હતી, તેણેજ દારોગા ચોબેને આજ રાત્રે આ અંધારી ગલીમાં જવાની પ્રેરણા કરી. તે ભગવાન કાશી વિશ્વેશ્વરનાથની લીલા હતી.

જ્યારે ચોબે આ ઘર પાસે થઇ જવા લાગ્યો ત્યારે તેને સંભળાયું કે કોઇ રમણી ચીસ પાડી બોલી કે, "ભગવાન શ્રી વિશ્વનાથ મારી રક્ષા કરો, મને બચાવો." આ અવાજ કાને પડતાંની વાર દારોગો એકી ફલંગે બારણા આગળ આવી પહોંચ્યો અને બૂમ મારી કેઃ—"કોન હય? કિવારી ખોલો."

એકાએક વજ્રપાત થતાં, જેમ મનમાં ધ્રાસકો પડે, તેમ અવાજ સાંભળતાંની વાર, બાણુ, તેનો સાથી અને મંજુના મનમાં ચીરાડો પડયો. તેમને શું કરવું તેની ગમ પડી નહિ. બાણુ ભાગીરથીની સાડી ખેંચી તાણુતો હતો, તે તેણે તત્ક્ષણુ મૂકી દીધી. ભાગીરથી એ હાલતમાં અગાસી પર દોડી આવી.

ફરીથી અવાજ આવ્યો, "જલ્દી કિવારી ખોલ દો" કોઈ પણુ જાતનો ઉત્તર મળ્યો નહિ. દારોગાએ કમાડ તોડવાનો હુકમ કર્યો. જરાજીર્ણ ઘરનું જરાજીર્ણ બારણું કોન્સ્ટેબલની બે લાત પડતાં ઉઘડી ગયું. દારોગો અને કોન્સ્ટેબલ અંદર દાખલ થયા.

અંદર ઘોર અંધારૂં હતું. રસ્તો કયાં છે, સીડી કઈ તરફ છે, તે જોઇ શકાતું ન હતું, દારોગાએ ફરીથી બૂમ મારી, "કોણુ છે ઘરમાં, જલ્દી બત્તી સળગાવો."

જવાબ શાનો મળે? ભાગીરથીએ અવાજ સાંભળ્યો પણુ તે બ્હીકથી એવી જકડાઇ ગઇ હતી કે તેનામાં જવાબ આપવાની શુદ્ધિ પણુ ન હતી.

થોડી વાર જવાબની રાહ જોઈ. પણુ જ્યારે જોયું કે કોઈ જવાબ આપતું નથી કે બત્તી પણુ સળગાવતું નથી, ત્યારે તેણે ખિસ્સામાંથી દિવાસળીનું બાકસ કાઢી કાંડી સળગાવી, અજવાળામાં તેણે સીડી જોઇ. પોકેટમાંથી રિવોલ્વર બ્હાર કાઢી કોન્સ્ટેબલને કહ્યું:–"તું બારણા આગળ ઉભો રહે. હું ઉપર જાઉં છું. કોઇ બ્હાર ન્હાસી જવાની કોશિશ કરે તો ગોળી બાર કરજે." એટલું કહી તે દિવાસળી સળગાવી સીડીપર ચઢવા લાગ્યો.

અડધે ચઢતાંજ દિવાસળી હોલવાઈ ગઇ. જો કે તે અંધારામ સીઢી ચઢી શકે તેમ હતો, પરંતુ, તેને લાગ્યું કે કદાચ ઉપ: ઘણાં માણુસો હોય અને વગર વિચારે એકાએક તેના પર હુમલે કરે, તો જીવ જોખમમાં આવી પડે. એમ વિચારી તેણે અડધેજથી હુકમના સ્વરે કહ્યું, "ખબરદાર, ઉપર ગમે તે હો, જો કોઇ આડે આવ્યું તો ગોળીથી ઠાર કરીશ. જો તમારો પ્રાણ તમને વ્હાલો હોય તો જલ્દીથી બત્તી સળગાવો."

એટલું કહી રીવોલ્વર પકડી તે બે પગથીઆં ઉપર ચઢયો ત્યાંથી જોયું તો અંદર દીવો બળે છે. એ જોતાંજ તેના મનમ હિંમત આવી અને તે બે પગથીઆં વળી ચઢયો એટલામાં દીવે ગુલ થયો. દારોગાએ હાક મારી, "છંનુ! ઉપર આવ."

હુકમ સાંભળતાંની વાર છંનુ ઉપર આવ્યો. દારોગાએ તેન હાથમાં દિવાસળીની પેટી મુકી કહ્યું:—"દીવાસળી સળગાવ.' દીવાસળીન અજવાળું થતાં ભાગીરથીએ ચીસ પાડી, "બાબુ! મને બચાવો રે બચાવો."

એક સપાટે દારોગો સીડીપર ચઢી ગયો. કોન્સ્ટેબલે દાદર પર ફરી દિવાસળી સળગાવી. ભાગીરથી દારોગાને જોતાંજ દોડ જઇ તેને પગે પડી બોલી:—

"બાબુ! મારી રક્ષા કરો—મને બચાવો."

દારોગાએ કહ્યું, "ગભરા ના, શું થયું છે તે કહે."

ભાગીએ જવાબ આપ્યો, "તેઓ મારા પર અત્યાચાર કરે છે.'

"તેઓ કોણ? ક્યાં છે તે?"

"અંદર છે."

આટલું સાંભળતાંની વાર દારોગો, દરવાજાની પાસે ગયો. છેક સામે જવાની હિંમત થઇ નહિ, કારણ કે, ઘરમાં કદાચ વધારે માણસો હોય અને કોઇની પાસે પીસ્તોલ હોય તો ગોળીબાર કરતાં પાછું જુએ નહિ; એમ વિચારી તે બારણાની બાજુમાં ઉભો રહ્યો અને બોલ્યોઃ–"જલ્દી બત્તી સળગાવો. નહિ તો ગોળી બાર કરીશ."

આ સાંભળતાંની વાર મંજુ રોતી રોતી બ્હાર આવી અને દારોગાને પગે પડી કહેવા લાગી, "મેં કંઈ કર્યું નથી, મારો કંઇ પણ વાંક નથી સાહેબ."

દારોગાએ પગ તરછોડી કહ્યું,–"ચુપ રહે, જલ્દી દીવો સળગાવ."

"સળગાવું છું, સાહેબ! આ સળગાવું." એટલું કહી મંજુ અંદર ગઇ અને દીવો સળગાવ્યો. દારોગો અંદર ગયો અને જોયું તો દીવાલની તરફ મોં ફેરવી બે માણસો બેઠા છે.

દારોગાએ કહ્યુંઃ–"કોણ છો તમે! જલ્દી આમ સામે આવી ઉભા રહો, નહિ તો ગોળી છોડીશ."

આ શબ્દો તેના મ્હોંમાંથી નીકળતાંની વાર તેઓ નીચું મોં કરી તેની સામે ઉભા રહ્યા. તેમના મ્હોંમાંથી કંઇ અક્ષર સુદ્ધાં નીકળ્યો નહિ. બાબુને જોતાંજ દારોગાએ કહ્યુંઃ–"વાહ! અર્જુનલાલ! તમે આવું કામ કરવા આવ્યા છો કે! તેમાં આ તમારો સાથી છે નહિ વારૂ?"

અર્જુનલાલ ચુપચાપ નીચું જોઈ રહ્યો. દારોગાએ મંજુની તરફ વળી કહ્યું:–"તને ક્યાંઇ જોઈ હોય એમ લાગે છે. તું ક્યાં રહે છે વારૂ!"

મંજુ કાંપતી કાંપતી બોલી:–"દોહાઈ સાહેબની, હું કંઈ આમાંનું જાણુતી નથી, મને તો આ બાબુએ બોલાવી આણી છે."

"તું કંઇ જાણુતી નથી, તે હું સારી પેઠે જાણું છું. તું ક્યાં રહે છે, તે બોલની?"

"હું હરનારાયણ પાંડેને ત્યાં રસોઇ કરૂં છું."

"હં, એમ બોલ. ત્યારે આ બદમાસીમાં હરનારાયણ પણ છે નહિ વારૂ? ઠીક. આ ગુજરાતી છોકરી કોણ છે?"

"તે હું જાણુતી નથી, મહારાજ! આ બાબુ તેને અહીં લઈ આવ્યા છે અને મને બોલાવી આણી છે. હું બીજું આડુતેડુ શું જાણું? હું તો આ બાબુની સાથે આવી છું."

"તું શું જાણે? નહિ વારૂ? હમણાં બધું જાણે છે કે નહિ તેની ખબર પડશે. તું અક્ષરે અક્ષર જૂઠું બોલે છે. તેંજ આ કામ કર્યું છે. ખબરદાર! જો અહીંથી કોઇ હાલ્યું કે ખસ્યું તો. ઉભા રહો જેમ ઉભા છો તેમ. હું તે છોકરીને પુછી જોઉં કે શી બીના છે?"

ભાગીરથી અગાશીમાં એક બાજુએ બેસી રડતી હતી. દારોગો તેની પાસે ગયો અને બોલ્યો:–"ગભરાઈશ નહિ. બ્હેન? હકિકત શી છે તે કહે."

ભાગીરથીએ કાશીના સ્ટેશનપર ઉતર્યા પછીથી તે તે વખત

સુધી જે જે બન્યું હતું, તે સઘળું ટૂંકમાં કહ્યું. તે નિરાધાર, કોઈ અતલગના માણુસ વગર અહીં આવી પડી હતી અને પાસે એક પાઇ ન હતી કે પહેરવા સુદ્ધાં બીજું વસ્ત્ર પણુ ન હતું, તે જણાવી દીધું. અંતે તેણે દીનસ્વરે કહ્યું:–"જો આપ વેળાસર ન આવી પહોંચ્યા હોત તો મારૂં શું થાત, તે ઈશ્વર જાણે. ભગવાન ખરેખર શ્રી કાશીવિશ્વેશ્વરનાથેજ મારી રક્ષા કરવા આપને મોકલી આપ્યા. ભાઈ, મારા પાપની કહાણી શું કહું ? હું એક દિવસના મોહથી આ દશાને પામી છું અને તેનું ફળ ભોગવું છું. તમે દયા કરી મને આ લોકોના પંજામાંથી છોડાવો."

આથી વિશેષ તે કંઇ બોલી શકી નહિ. તે ગમે તેટલું તોએ ગૃહસ્થની છોકરી, કોઈ અપરિચીત મનુષ્ય સાથે બોલવાનો કદિ પ્રસંગ નહિ, છતાં, આટલું ન છૂટકે બોલી. આથી વધારે તે શું કહે? તેનાથી આથી વિશેષ બોલવું અશકય હતું.

દારોગો આ સાંભળી રહ્યા પછી અર્જુનલાલ તરફ વળ્યો અને કહ્યું:–

"અર્જુનલાલ બાબુ! તમે બદમાશમાંના બદમાશ છો, એ તો હું સારી રીતે જાણુતો હતો, પરંતુ તમારી દોડ આટલી હદ સુધી ગઇ છે અને આટલો બધો અધઃપાત થયો છે, તે હું જાણુતો નહોતો. જો હું તમારાપર મુકર્દમો કરૂં તો તમને સારી સજા મળે, એમાં કંઇ શક નથી; અને એમ કરવાથી તમારી જન્મની ખોડ જશે, પરંતુ, હું તેમ કરવા ઇચ્છતો નથી. એ સારી રીતે સમજજો કે તમને દયાની ખાતર હું જતા કરવા દેતો નથી; પરંતુ, આ ગૃહસ્થની છોકરીને કોર્ટમાં ઘસડી,

ચાવડી પર લઈ જઈ, તેની હા હો કરવા ઈચ્છતો નથી. એ કોઈ સારા આબરૂદારની છોકરી છે, એમ તેની વાતચીત પરથી લાગે છે. જુઓ હું તમને આટલી વખત ચેતવણી આપી જતા કરૂં છું, પણ, યાદ રાખજો કે ભવિષ્યમાં કદિ આવું કામ કર્યું તો તમારી વાત તમે જાણ્યા. તમારી હાલચાલ પર નજર રાખવા એક પોલીસના માણસનો હું બંદોબસ્ત કરીશ. સમજ્યા? જો કદિ ફરી બદમાશી કરો છો એમ માલમ પડ્યું, તો પાંચ વર્ષ જેલ જાત્રા કરવાની વ્યવસ્થા કરીશ. યાદ રાખજો. ભવિષ્યમાં કદિ આવું કામ કરતા ના." એટલું કહી તેણે કોન્સ્ટેબલને બે જણને જવા દેવા કહ્યું.

બંને બાબુને જતાં જોઇ મંજુ પણ તેમની સાથે જવા ઉભી થઇ. મંજુને જતાં જોઈ દારોગાએ કહ્યું:—"અરે તું પણ જવા તૈયાર થઇ કે? ક્યાં જાય છે, બેસ્સ. હજી તારૂં બહુ કામ છે. તને એમ સ્હેજમાં હું છોડી દેનાર નથી. હજી તારા હુરનારાયણ પાંડેને ત્યાં જવું છે અને ત્યાં ગયા બાદ બધા હકીકત જાણી લઈ તારી હંમેશની ખોડ ભૂલવીશ. સમજી?"

એટલું કહી તેણે ભાગીરથી તરફ જોઈ કહ્યું:—"બ્હેન તમારે બ્હીવાનું કંઇ કારણ નથી. તમે મારી સાથે ચાલો. આપણે હુરનારાયણને ત્યાં જઈએ."

ભાગીરથીએ લથડતા સ્વરે કહ્યું, "મને ત્યાં આવતાં ભય લાગે છે."

દારોગાએ જવાબ આપ્યો:—"બ્હેન, બ્હીવાનું શું છે? હું સાથે આવું છું ને? કોઇ તારા એક વાળને વાંકો કરે તેમ નથી."

દારોગાની આજ્ઞાથી કોન્સ્ટેબલે મંજુને હાથ પકડી નીચે ઉતારી. બાદમાં ભાગીરથી નીચે ઉતરી અને પછી તે નીચે ઉતર્યો, અને તેઓ ઘર બ્હાર રસ્તા પર આવ્યાં. દારોગાએ ભાગીરથીને કહ્યું:–"બ્હેન, તમારાથી પગે ત્યાં સુધી ચલાશે? ન હોય તો ગાડી મંગાવું પણ તેમ કરવામાં ઘણી વાર લાગશે."

"હું, ચાલી શકીશ" ભાગીરથીએ જવાબ આપ્યો. જો કે તેનામાં હવે ચાલવાની શકિત રહી ન હતી. બે દહાડાના કડાકા તેના પર વળી જીવને ત્રાસ અને ઉંઘનું તો નામ નહિ. તેનું શરીર સઘળું કળતું હતું, છતાં તે "હું ચાલી શકીશ, એમાં શું છે?" એમ બોલી.

તેઓ કેટલીક ગલીઓ ઓળંગી હરનારાયણ પાંડેના ઘર આગળ આવ્યા. કોન્સ્ટેબલની હાકથી ઘરના માણસો જાગી ઉઠયાં અને હરનારાયણે આવી બારણું ઉઘાડયું. દારોગા બાબુ, મંજુ અને ભાગીરથીને જોતાંજ હરનારાયણનાં ચક્ષુ સ્થિર થઈ ગયાં. તે દારોગા બાબુને સલામ કરી બોલ્યો:–"હુજુરે! આટલી રાતે મારી યાદ કરી એ શું?"

દારોગાએ પૂછ્યું, "આ છોકરી તમારે ત્યાં હતી ને?"

"હા, હુજુર." હરનારાયણે જવાબ આપ્યો, "આ છોકરી એકલી ઉભી ઉભી સ્ટેશન આગળ રોતી હતી. હું નિરાધાર અને ગરિબ જાણી તેને ઘેર લઇ આવ્યો, પણ છોકરી બડી કમજાત, હુજુર. શ્રી કાશીવિશ્વેશ્વરનાથનાં દર્શન કરવા જાઉં છું કહી અહીંથી ભાગી ગઈ અને એની સાથેના માણસોને જઇ મળી."

"એ બધું હું સારી રીતે જાણું છું. તારી આ બામણી કેવી છે તે કહે અને ત્રીજે માળે કોણ બાળુ છે, તેને નીચે બોલાવ. મને બધી વાતની ખબર પડી છે. આજ તારી આ ભટ્ટાણીને, એ બાબુને અને તને, એવી શિક્ષા કરીશ કે જન્મારા સૂધી યાદ કર્યા કરશો."

હરનારાયણ કાંપતા કાંપતાં કહેવા લાગ્યો, "દોહાઈ ધર્માવતાર. હું ગરિબ બ્રાહ્મણ બાબા કાશી વિશ્વેશ્વરનાથના નામે——"

"ચુપ રહે—બાબાનું નામ અને બદમાશીનું કામ. હું સારી રીતે જાણું છું. તું એકનું ભક્ષ ઉડાવે તો તારી આ ભટાણી તારૂં ઉડાવી જાય તેવી છે. બધું સમજું છું. તારા તે બાબુને જલ્દી બોલાવી આણ."

હરનારાયણ શું કરે, તે ગુપચૂપ કંઇ બોલ્યા વગર ઉપર ગયો. નરહર બારણું બંધ કરી ઉંઘી ગયો હતો. કમાડને ધક્કો મારી હરનારાયણ બોલ્યોઃ-"અરે બાબુ? ઉઠો-જલ્દી ઉઠો-માથે બલા આવી પડી છે. જલ્દી ઉઠો. પોલીસનું તેડું આવ્યું છે. વાર ન કરો——"

તેનું બોલવાનું પુરૂં થાય ત્યાર પહેલાં નરહરે બારણું ઉઘાડયું અને બોલ્યોઃ-"છે શું? આટલી રાતે આમ બૂમરાણ શાની કરો છો?"

"બહુ સારા માણસ તમે? કોણ જાણે કોની છોકરીને ઉઠાવી લાવ્યા છો? તમારે તો જાણે ઠીક, પણ મારે સાળી આ નકામી પીડા. તમે તો મરશો પણ સાથે મને પણ મારતા જશો. ચાલો બા ચાલો."

"અરે પણ કયાં ચાલો?" નરહરે ચીઢાઈ જવાબ આપ્યો.

"હું કંઈ ચોર કે લૂંટારૂ નથી કે પોલીસથી ડરી જાઉં? મેં એવા ઘણા પોલીસ જોયા છે."

"હજારો પોલીસ જોયા હશે પણ આ રામપ્રતાપ ચોબેને નહિ જોયો હોય! એના હાથમાં સપડાયા કે મોત. સાથે તમારી ભાગીરથી પણ છે."

"ભાગીરથી? શું એ દારોગાની સાથે છે? ત્યારે તો ખરેખર કમબખ્તીનો સોદો. પાંડે મહારાજ? તમે ગમે તેમ કરી મને બચાવો. હું તમારે પગે પડું છું. તમેજ મારા માબાપ છો. મને બચાવી લ્યો. તમે જે માગશો તે હું આપીશ."

"અરે બાપુ પહેલાં મને તો બચવા દે! પછી તમને બચાવવાની વાત. તમે એ દારોગાને નથી ઓળખતા. એ કંઇ જેવો તેવો માણસ નથી. એ કંઈ સાધારણ પોલીસના માણસોની માફક લાલચુ નથી કે હાથમાં કંઇ મૂક્યું કે પતી જાય. હમણાં બીજો કોઇ પોલીસનો માણસ હોત તો કયારનો એ બનાવી લીધો હોત, પણ અહીં કંઇ વળે એમ નથી. ભારે આપદા આવી પડી છે. ચાલો જે થાય તે ખરૂં. હાથે પગે પડતાં જો કંઇ માની જાય તો સારી વાત છે. અહીં ખોટી થવામાં કે રડવામાં કંઈ વળે તેમ નથી. ચાલો જે થાય તે ખરૂં."

નરહર પીપળના પાનની માફક કાંપતો કાંપતો નીચે આવ્યો. તેનું મ્હોં વ્હીલાઈ ગયું હતું. આવી ભારે વિપત્તિમાં તે કદિ આવી પડયો ન હતો. મુંબઈમાં તો જો કંઈ આવી આફત આવી પડે તો ઘણાની ઓથ હતી, ઓળખીતા પાળખીતા હતા, પણ અહીં

તેનું કોઈ ન હતું. આ અપરિચિત કાશીમાં તેના તરફથી કો બે શબ્દ પણ બોલનાર ન હતું. જેમાં જુઓ તેમાં માત્ર હર નારાયણ પાંડે. તે ખુદ પોતાના રક્ષણને માટે વિચારમાં પડ્યે હતો ત્યાં બિચારા નરહરનું શું? શું થશે એમ મનમાં વિચા કરતો તે હરનારાયણની સાથે નીચે આવ્યો.

તેને જોતાંજ દારોગાએ પુછ્યું:–"તમેજ તે બાબુ કે તમારૂં નામ શું? તમે રહો છો ક્યાં? શો ધંધો કરો છો?"

દારોગાની પ્રશ્ન કરવાની ઢબ અને તેનો રૂઆબ જોઈ નરહર મ્હોં વિલાઈ ગયું. દારોગાનો ચ્હેરો જોતાંજ નરહર તાડી ગયો આના હાથમાંથી છટકવું સ્હેલ નથી. આમ સમજી તેણે કાતર સ્વ કંઈ પણ છુપાવ્યા વગર ખરેખરી હકિકત જણાવી દીધી.

આ સાંભળી દારોગાએ પ્રશ્ન કર્યો:—"તમે આવું શા મા કર્યું? એક ગૃહસ્થ માણસની દીકરીને અહીં શા માટે ઉપાડી આવ્યા?

નરહરે જવાબ આપ્યો:—"હું તેને લઇ આવ્યો નથી, તે પો મારી સાથે આવી છે. હું ખોટું કહેતો હોઉં તો તેનેજ પુછી જૂઓ.

દારોગાએ ભાગીરથીને પોતાની હકિકત કહેવા જણાવ્યું. તે જેવો બન્યો હતો તેવો વૃત્તાંત, ધીરેધીરે કહી સંભળાવ્યો અ છેવટે ઉમેર્યું કે;–"મ્હારા એ પાપના પ્રાયશ્ચિતની શરૂઆત થઈ ચુ છે. જો આપે વેળાસર આવી, મ્હારો ઉદ્ધાર ન કર્યો હોત તો આ બધું પુરૂં થઇ જાત."

દારોગાએ કહ્યું:–"જે બનવાનું તે બની ગયું. તમારી એ

દિવસની ભૂલ્યનું પ્રાયશ્ચિત શું હશે, તે હું કહી શકતો નથી. પછી તેણે નરહર તરફ જોઇ કહ્યું:–

"તમને એણે કાશી લઈ જવા કહ્યું હતું કે? મનુષ્ય અપહરણનો ચાર્જ તમારા પર મુકું તો તમને કેટલા વર્ષ જેલ જાત્રા કરવી પડશે, એનો ખ્યાલ છે કે?"

નરહર રહે પામી ગયો: તેનું સમસ્ત શરીર કાંપવા લાગ્યું: તેના મ્હોંમાંથી એક અક્ષર નીકળ્યો નહિ: તે નીચું જોઇ રહ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે જો આ કોન્સ્ટેબલ કહે છે તેમ જેલમાં ધકેલી દેશે તો? આ વિચાર આવતાં તેના શરીરનાં રૂવાંડાં ઉભાં થયાં. તેની આંખ્યોમાંથી આંસું ટપકવા લાગ્યાં.

દારોગાએ કહ્યું:–"જો હું ધારૂં તો તમારા પર, તમારા આ મળતીઆ હરનારાયણપર અને આ રંડા પર મુકદમો માંડી શકું તેમ છું; અને તેમ કરવાથી તમને ભારે સજા થશે, એમાં પણ શક નથી; પરંતુ, તેમ કરવાથી આ નિર્દોષ છોકરી મારી જશે. તેને કોર્ટમાં આવી જુબાની આપવી પડશે અને તેમ કરવું કે? એ નિરાધાર છોકરીને એટલી પણ સજા આપવા જેવું કરવું મને ઠીક લાગતું નથી. હું તમારી સાથે એક સિપાઇને મોકલી આપું છું અને તમે આજને આજ, રાતની ગાડીમાં મુંબઈ રવાના થઇ જાઓ. આ છોકરી પર દયા આવે છે, તેથી મેં તમને જતા કર્યા છે, નહિ તો એમ સ્હેજમાં બચી છુટત નહિ. જોજો, ભવિષ્યમાં કદિ આવું કામ કરતા ના. તમે ગૃહસ્થના સંતાન છો, તમને આવું કામ કરવું શોભે ખરૂં? અને હરનારાયણ તમારે માટે મારે કાને ઘણી વાતો આવી છે, પરંતુ, હજી સુધી મેં કંઈ કર્યું નથી. હું તમને સખ્ત તાકિદ કરૂં છું કે

જો તમે તમારી આ રાંધનારીને લઇ, ત્રણ દિવસમાં કાશી છોડી નહિ ચાલી જાઓ, તો તમારી પૂરેપૂરી ખબર લઈ નાંખીશ. તમો બન્ને જણુની એવી ખબર લઇશ કે આમ છૂટથી હરવા ફરવાનું ભૂલી જશો. કયેમ? શું કહું છું, તે સમજણ પડે છે ને? ત્રણ દિવસમાં અહીંથી ચાલી જવું. જો ત્રણ દિવસ બાદ અહીં જોવામાં આવ્યા, તો તેનો શો રસ્તો કરવો, તે હું જાણું છું." એટલું કહી તેણે નરહરની સાથે જવા સિપાઈને હૂકમ કર્યો.

પછી ભાગીરથી ભણી જોઇ તેણે કહ્યું:-

"બ્હેન! તમે હવે શું કરવા ધારો છો? જો મુંબઇ જવું હોય તો તેનો બંદોબસ્ત કરી આપું; પરંતુ, તમારી મા મુંબઈ હશે કે નહિ? જો તમે સુરત તમારા કાકા પાસે જવા ઈચ્છતા હો તેને માટે પણ ગોઠવણ થઈ શકશે. બોલો તમારી શી મરજી છે?"

દારોગાની આ વાત સાંભળતાંની વાર ભાગીરથીની આંખ્યમાંથી આંસુ ટપકવા લાગ્યાં. શું કરવું, તેની તેને સુઝ પડી નહિ, તેથી તે બોલે પણ શું? તે ચુપચાપ બેસી રહી. તેની આવી અવસ્થા જોઇ દારોગાએ કહ્યું:-"બ્હેન? રાત બહુ થઇ ગઇ. તમારો શો વિચાર છે, તે કહો." ભાગીરથીએ અતિ કાતર સ્વરે, રોતાં રોતાં જવાબ આપ્યો:-

"હું મુંબઇમાં જઇને શું કરૂં? કોની પાસે જઉં? મારી મા તો ત્યાં હશે નહિ અને જો હોય તો તે મને સંઘરે નહિ; એટલુંજ નહિ, પણ, મારૂં મ્હોં સુદ્ધાં જુએ નહિ. દીનેશ કાકાને ત્યાં શું મ્હોં લઇને હું જાઉં? આ કાળું મ્હોં કોને દેખાડું? આ જગત્‌માં મારે માટે હવે સ્થાન નથી——"

એટલું કહેતાં કહેતાં ભાગીરથીનું હૈયું ભરાઇ આવ્યું; તેનો કંઠ રૂંધાઈ ગયો.

હેડ કોન્સ્ટેબલ ભાગીરથીની અવસ્થાની કલ્પના સારી રીતે કરી શકયો, તે જોઇ શકયો કે આ યુવતીએ એક ન્હાનીશી ભૂલ્યથી પોતાનું સર્વસ્વ ગુમાવી દીધું છે. સંસારમાં તેને પગ મુકવાને પણ સ્થાન નથી. આ યુવાન વિધવા કયાં જશે ? કોણ તેને આશ્રય આપશે ? તે એકલી શું કરશે? આમ તેના મનમાં વિચાર સ્ફુરતાંની વાર કાશીમાં રહેલા એક ગુજરાતીનું સ્મરણ થઇ આવ્યું. તે પોતાની સ્ત્રી સહિત કાશીનિવાસ કરવા કેટલાક વખતથી ત્યાં આવી રહ્યો હતો. આ વિચાર આવતાં તેને એમ થયું કે આજની રાત એને ત્યાં રાખી, પછી કંઇ બીજી વ્યવસ્થા તેને માટે કરીશ. એમ મનમાં વિચાર કરી તેણે ભાગીરથીને કહ્યું:—

"જો બ્હેન ? હું ધારૂં છું કે તમારે માટે કોઈ સ્થાન કે અવલંબન છે નહિ. હું પણ એકલો માણસ છું. મારે બૈરી છોકરાં કંઈ છે નહિ. જો તેમ હોત તો હું તમને મારે ત્યાં લઈ જાત. આ ઉપરાંત મારી જાત પણ જૂદી છે. હું હિંદુસ્તાની છું, તમે ગુજરાતી છો. તે જવા દઈએ તો પણ મારે ત્યાં તમને લઇ જવાં, એ ઠીક નહિ. તમે તો મારે મન મારી પોતાની દિકરી જેવાં છો, પણ, લોકો શું કહે ? મારા એક ઓળખીતા ગુજરાતી અહીં છે; વૃદ્ધ છે. તેમની સ્ત્રી પણ સાથે છે. તેઓ ઘણા સારા માણસ છે. પોતાનું બાકીનું આયુષ્ય કાશીમાં ગાળવા માટે અહીં આવી રહ્યા છે. અત્યારે તો હું તમને તેને ત્યાં લઈ જવા ઈચ્છું છું; પછી શું કરવું, તેનો વિચાર પછી કરીશું. બોલો, તમારો શો વિચાર છે ?"

ભાગીરથીએ કહ્યું:—" હું શું કહું ? તમે મારા પિતા સમાન છો. તમેજ મારી રક્ષા કરી મને ઉગારી છે. તમે જે કરશો તે મારૂં હિત વિચારીનેજ કરશો. મારે અહીં બીજું કોણ છે ? આપ જે કહો તે મારે કબુલ છે."

દારોગાએ એક ભાડુતી ગાડી બોલાવી મંગાવી, ભાગીરથીને તેમાં બેસાડી અને પોતે પણ ગાડીમાં બેઠો. જતાં જતાં તેણે ફરીથી કોન્સ્ટેબલને નરહરની સાથે જવાને માટે સ્મરણ આપ્યું અને હુરનારાયણને તેની રાંખનારી સાથે ત્રણ દિવસમાં કાશીમાંથી ચાલી જવાને ફરીથી કહ્યું.

૨૬

તે સજ્જન કોન્સ્ટેબલના કહેવાથી ભાગીરથીને તે વૃદ્ધ ગુજરાતીને ઘેર આશ્રય મળ્યો; તે બ્રાહ્મણ અસ્સલ ભરૂચના રહેવાસી હતા. તેમણે લાંબો સમય સરકારી નોકરીમાં ગાળ્યો હતો અને છેવટે મુન્સફગીરી કરી પેન્સનપર રીટાયર થયા હતા. તેઓનું કુટુમ્બ ધર્મશ્રદ્ધા અને કર્મકાંડને માટે જાણીતું હતું. દલપતરામમાં પણ તે ગુણ ઉતરી આવ્યા હતા. જાતે સંસ્કારી હોવાથી તેમની એવી ઇચ્છા હતી કે ઉતરાવસ્થા કાશીમાં ગાળી, દેહનું સાર્થક કરવું. આ હેતુથી તેઓ પોતાની સ્ત્રીને લઇ કાશીનિવાસ કરતા હતા. જાતના બ્રાહ્મણ એટલે જરા પૈસો વિચાર કરી વાપરનાર તો ખરા, તેમાં પણ દલપતરામ કંજુસ તરીકે ઓળખાતા હતા. તે પહેલાંની વાત ગમે તેમ હો; પણ અત્યારે તો તે પ્રથમના દલપતરામભાઇ નથી. તેઓએ પોતાનું કંજુસપણું છોડી દીધું છે, અને હવે સારી રીતે પૈસા છૂટથી ખર્ચે છે. કૃપણતામાં માત્ર એટલું કે તેમણે સરકારી નોકરીમાં જે અર્થસંચય

કર્યો છે, તે યથેચ્છ ભોગ કરવાનો અવસર, તેમના છોકરાઓને સોંપી તેઓ કાશીમાં રહેવા આવ્યા છે. મહિને તેમને પોણી બસો રૂપીઆ પેન્સન મળે છે. કાશીમાં તેમને ઝાઝો ખર્ચ નથી, માત્ર મહિને સો રૂપીઆનો ખર્ચ છે; જે વૃદ્ધ બ્રાહ્મણ અને બ્રાહ્મણીને માટે યથેષ્ટ છે, એમ સહુ કોઇ સ્વીકાર કરશે. ઘરમાં નોકરો છેઃ રસોઈને માટે રસોઇયો પણ છેઃ તેઓ ગરીબ અને દુઃખીને બે પૈસા દાન પણ કરે છે. તે ભાગીરથીને પોતાને ત્યાં આશ્રય આપવામાં જરા પણ કુંઠિત થયા નહિ; પરંતુ, દલપતરામના ગૃહિણી તેથી સંતુષ્ટ થયાં કે નહિ, તે અમે કહી શકતા નથી. ભાગીરથી તેને મન એક આપદા સમાન લાગી, એટલુંજ નહિ, પણ એ બલા ક્યાંથી આવી પડી, તેને માટે તેને ખેદ થયો. રસ્તામાં રઝળતી યુવાન વિધવાનું ભરણપોષણ કરવું પડશે, તેને કપડાં લત્તાં આપવાં પડશે, એથી તેનું મન રાજી થયું નહિ; પરંતુ, જ્યારે તેના સ્વામીએ તેને ઘરમાં આશ્રય આપવા કબુલ કર્યું, ત્યારે તે તેને ઘરમાંથી કાઢી શકી પણ નહિ. ઘરમાં બે નોકરડીઓ હતી, તેમાંથી એકને તેણે કંઈ બ્હાનું કાઢી વિદાય કરી દીધી; અને એ કહેવાની જરૂર નથી કે તે નોકરડીની પદ્વી ભાગીરથીએ ગ્રહણ કરી.

ભાગીરથીએ તેમાં કૃતાર્થતા માની લીધી. તેના જેવી એક નિરાધાર યુવતિને એક સારા માણસને ત્યાં આશ્રય મળ્યો, તેથી તે વિશ્વનાથના ચરણે પ્રણામ કરી, આભાર માની દાસીપણું કરવા લાગી. દાસીપણું કરવા માટે પણ કોઈ તેને રાખશે કે નહિ? એને માટે તેને શંકા હતી. દલપતરામનાં પત્નીનું સઘળું કામ તે કરતી. રાત દહાડો વૈતરું કરતી. પિતામાતાની લાડકી અને મોંઘી

છોકરી આજે દાસીપણું મળવાથી કૃતાર્થ થઈ. અહા! શું અવસ્થા વિપર્યય! અહા! એ કેવો રમણીનો મોહ!!

ભાગીરથીએ તે બ્રાહ્મણના ઘરમાં એક વર્ષ વિતાડયું: દુઃખે કે સુખે, દાસીપણું કરીને પણ તેના જીવનનું એક વર્ષ વહી ગયું, તેના નસિબમાં સુખ લખેલું ન હતું. જો તેના નસિબમાં સુખ હોત તો એટલી કાચી ઉમરમાં વિધવા શા માટે થાત? જો તેના નસિબમાં સુખજ હોત તો, તેના પિતાને જેલમાં જવું પડત શાનું? જો તેના કપાળમાં સુખ હોત તો, આજકાલની સ્વાર્થી દુનિયામાં, દીનેશરાય જેવો નિસ્વાર્થી હિતચિંતક મળવા છતાં, તેની આબ્રુની રક્ષા શા માટે ન થઈ શકી? જો તેના કપાળમાં સુખજ હોત તો તેને એવો ભયંકર મતિભ્રમ થાતજ શાનો? જો તેના લલાટમાં સુખજ હોત, તો તે ક્ષણિક મોહમાં શાને માટે પડત અને માતાનો ખોળો ત્યાગ કરી ભાગી જાત શા માટે? તેના હૃદયમાં પાપનો સંચાર થયો હતો; તે દુર્દમનીય વાસનાનું દાસીત્વ સ્વીકારવા પ્રસ્તુત થઈ હતી; એ નિઃસંશય વાત હતી. વિધવાને માટે આ અમાર્જનીય અપરાધ છે. આ અપરાધને માટે જે કઠિણ દંડ, જે વિષમ પ્રાયશ્ચિતની વ્યવસ્થા છે, તે પ્રાયશ્ચિત તે આજ સુધી મુંગે મ્હોંએ સહન કરતી હતી અને જીવનના બાકીના દિવસો સુધી તે સહન કરવું પડશે, તે તે જાણતી હતી; પરંતુ, આથી કઠિન પ્રાયશ્ચિત તેને ભોગવવાનું લખ્યું છે તે, તે જાણતી ન હતી. ભાગીરથી પોતાના મનમાં એમજ ધારતી હતી કે આથી બીજું વધારે પ્રાયશ્ચિત શું હોઈ શકે? પારકાને ઘેર લુંડાપણું કરી, અતિત જીવનની વાત દિવસ રાત મનમાં આણી, તે તુષાનલમાં

બળતી હતી–આથી બીજું વધારે પ્રાયશ્ચિત શું હોઇ શકે? તેના મનમાં એક સામાન્ય પાપે પ્રવેશ કર્યો હતો, તેના મનમાં વાસનાની ચિણગારી સ્હેજ સળગી ઉઠી હતી; પરંતુ તે તેમાંથી છટકી શકી હતી; તે પોતાની આત્મરક્ષા કરી શકી હતી; તે પ્રલોભનને સરલતાથી દૂર ફેંકી દઈ શકી હતી, પરંતુ, એ ગૃહત્યાગ—ક્ષણિક મોહને વશ થઈ, પર પુરૂષ સાથે પરામર્શ કરી ગૃહત્યાગ કર્યો, એ હિંદુ વિધવાને માટે અમાર્જનીય અપરાધ હતો–મહા પાપ હતું. એ પાપનું પ્રાયશ્ચિત કંઈ સ્હેલ નથી. શું દાસીપણું એ તેનું યથેષ્ટ પ્રાયશ્ચિત છે? ભાગીરથીને ઘણી વાર આ વિચાર થઈ આવતો હતો; તેના મનમાં એમ થતું હતું કે જે ધીકધીકતો અગ્નિ તેને અહોરાત બાળ્યા કરે છે, તે યથેષ્ટ પ્રાયશ્ચિત છે. એથી હવે બીજી વધારે વિપદમાં શું પડવાનું હોય! જીવનનો બાકીનો સમય આમને આમ વ્યતિત થઈ જશે; પરંતુ ભવિતવ્યતાએ તેને માટે આથી વધારે કઠોર પ્રાયશ્ચિતની વ્યવસ્થા કરી હતી.

ભાગીરથીએ આ બ્રાહ્મણને ત્યાં એક વર્ષ વિતાડ્યું. તે એક વર્ષ ત્યાં રહી ત્યાં સુધી કદિ એકલી બ્હાર નીકળતી ન હતી. તે પોતાની ઘરવાળી સાથે ગંગાસ્નાન કરવા કે દેવદર્શને જતી હતી. તે પોતાના શરીરપર દુર્લક્ષ કરતી હતી, પરંતુ, તેનું સૌંદર્ય એ તેના નાશનું કારણ હતું. આટલું કરવા છતાં, તેના શારીરિક સૌંદર્યનો લોપ થયો નહિ. બ્રહ્મચારિણી વિધવા ઘણો યત્ન કરવા છતાં, શરીરને નાના પ્રકારે નિગ્રહિત રાખવા છતાં, તે પોતાના સૌંદર્યનો લોપ કરી શકી નહિ.

આમ કરતાં એક દિવસે વૃદ્ધ દલપતરામભાઇ માંદા પડ્યા; તેમને

તાવ આવ્યો. બે એક દિવસ તો કંઇ ઓસડ ઓસડની વ્યવસ્થા ક
નહિ. ત્રીજે દિવસે જ્યારે તાવ ઉતર્યો નહિ, ત્યારે ગૃહિણીના કહેવા
વૈદ્યને બોલાવવામાં આવ્યો. આ વૈદ્યરાજને અને દલપતરામભાઇ
ઘણા દહાડાનો પરિચય હતો. તેમણે આવી નાડી તપાસી, પછી કે
લીક ક્ષણ ચુપચાપ બેસી રહ્યા. તેમનો ચિંતાગ્રસ્ત ચ્હેરો જોઈ દલ
પતરામે કહ્યું:—"વૈદ્યરાજ! શું વિચાર કરો છો? શું તેડું આવ્
છે? જો તેમ હોય તો તેને માટે તૈયાર થઇ, વિશ્વનાથ બાબાને દ્વા
આવી બેઠો છું. તમે એક કામ કરો. ઔષધ બૌષધની વ્યવસ્થા કરવ
કરતાં બીજી વ્યવસ્થા કરો. છોકરાઓને ખબર આપો અને પરલોક
વ્યવસ્થા કરો."

વૈદ્યરાજે કહ્યું:—"ના, ના, તેવું કંઈ નથી; તો પણ જુઓને
ત્રણ દિવસથી તાપ ઉતર્યો નથી અને નાડી—નાડીમાં એવું કંઈ
તો નહિ; છતાં ધરડું પાન ક્યારે શું થાય તેનો સંભવ શો?"

દલપતરામે કહ્યું:—"એમાં વિચાર કરવા જેવું છે શું? છો
રાઓને ખબર આપો. જો ઝાઝો વખત ન કઢાય તેમ હોય તે
તાર કરો."

વૈદ્યરાજે જવાબ આપ્યો:—"જુઓને વાત એમ છે કે સા
નરસું કંઇ કહી શકાય નહિ. તાર કરવો તે સહુથી સારૂં, માં
આપણે હમણાંજ તાર કરીએ તે ઠીક."

વૈદ્યરાજે ઔષધ પણ આપ્યું અને તાર પણ કરી નાંખ્યો
ઔષધથી કંઈ આરામ થયો નહિ. ત્રિજે દિવસે દલપતરામના પુ
પુત્રીઓ વિગેરે સગાં આવી પહોંચ્યાં અને કુટુંબ કબિલાથી વિટ

ભાઇ, વિશ્વેશ્વરનું નામ લેતાં લેતાં દલપતરામ છેવટની ઘડી સુધી શુદ્ધિમાંજ રહી કૈલાસધામે ગયા.

યથા સમયે શ્રાદ્ધ વિગેરે ક્રિયા થઇ ગઈ. પછી દલપતરામના જ્યેષ્ઠ પુત્રે પોતાની માતાને કહ્યું:—

"બા, અત્યાર સુધી તો મારા બાપા હતા અને તું અહીં રહેતી હતી તે ઠીક; પણ હવે તારાથી અહીં એકલું રહેવાય નહિ. તને હવે અહીં નહિ રહેવા દઇએ, તું અમારી સાથે દેશમાં ચાલ."

"તેમ ન થાય," માતાએ પ્રત્યુત્તર આપ્યો; "હું હવે ઘરડી થઇ. મારે હવે ક્યાં બીજાં દશ પાંચ વર્ષ કાઢવાનાં છે? જેટલા દિવસ કાઢવાના છે, તે અહીંજ કાઢીશ. કાશી છોડી દેશમાં આવવું મને હવે ઠીક કહેવાય? જો તારા બાપ પણ કાશીધામ પામ્યા, અને હું પણ બાબા વિશ્વનાથની છાયામાં રહીશ. અહીં શું દુ:ખ છે? ચાકર છે; ભાગીરથી છે; મારે કોનો ભય છે અને શી ફિકર છે? વખતો-વખત તમને ખબર આપતી રહીશ. તમે પણ રજામાં અહીં આવતા રહેજો, અને મારી ખબર લેતા રહેજો."

મોટા છોકરાએ કહ્યું:—"તું ગમે તેમ કહે પણ તને એકલી અહીં રખાય ખરી? તને એકલી મુકી જવાને મારૂ મન ના પાડે છે."

"મોટા ભાઇ! તો એક કામ કરોને. હું ઘેર બેસી શું કરૂં છું? ઘેર નવરો બેઠો છું, તો હું અહીં બા પાસે રહીશ અને તેની પૂરતી બરદાશ લઈશ."

"તું સંભાળ રાખીશ? તારામાં જો માણસાઈ હોત તો જોઇતું'તું

શું? તું જો સીધો સીધો ઘેર બેસી રહે તોય કેટલું કામ થાય. મારે આમ તેમ દોડવું તો ન પડે ને?"

પ્રભાશંકરે કહ્યું:—"મોટા ભાઈ, હું અહીં સારી રીતે રહીશ, તમે મને એકવાર અહીં રાખી જુઓ તો ખરા."

"વારુ ત્યારે તારી ભાભીને પણ અહીં રાખીશ. બોલ્ય બા! તારો શો વિચાર છે?"

પ્રભાશંકરે કહ્યું:—"તો હું અહીં રહેવાનો નથી. એ બધી જંજાળ મને પરવડે નહિ. એ બધો બોજો તમે મારે માથે નાંખીને જતા રહો, એ બને નહિ."

માતાએ કહ્યું:—"ના, બેટા, મારે કોઈનું કામ નથી. હું મારે અહીં એકલી રહીશ."

આમ કેટલાક વાદવિવાદ પછી એમ નક્કી થયું કે ડોશીએ એકલાંએ કાશી રહેવું તથા થોડા સમયને માટે પ્રભાશંકરે પણ ત્યાં રહેવું અને વ્યવસ્થા બરાબર કરી, તેણે પણ પાછું દેશમાં જવું. આ નિશ્ચય થયા પછી જે દેશમાંથી આવ્યા હતા તેઓ બે ચાર દિવસ આઘાપાછા દેશમાં ચાલી ગયા.

પ્રભાશંકર પ્રથમ તો કેટલાક દિવસ સીધો ચાલ્યો, પરંતુ જેણે એકવાર કુસંગ કરેલો અને અત્યાર સુધી તે માર્ગે ગયેલો, તે એકાએક એ માર્ગ ત્યજી દે ખરો? તેની પડેલી ટેવ જાય ખરી? તે સત્તર વર્ષનો થયો ત્યારથી તેણે સુરાસુંદરીનું સેવન કરવાનું શરૂ કર્યું હતું; પછી ક્રમે ક્રમે વર્ષ વધતાં ગયાં તેમ તેમ તેને 'આબકારી' ખાતામાં 'પ્રોમોશન' મળતું ગયું હતું. હમણાં તે 'આબકારી' ખાતાના

ઘણા ખરા પદાર્થોનું સેવન યોગ્ય રીતે કરે છે અને તેનો ભાવિક સેવક બન્યો છે. ભણવા ગણવાનું પૂછો તો અંગ્રેજી ચોથા ધોરણ સુધી એટલે ત્રણ ધોરણ પૂરાં કર્યાં હતાં. બ્રાહ્મણના છોકરાને માટે આટલી વિદ્યા શું ઓછી છે? તેનો મોટો ભાઈ તેની આ કુટેવોથી સારી રીતે વાકેફગાર હતો અને તેથી તે તેને એકલો કાશીમાં રાખવા રાજી ન હતો; પરંતુ, બીજા બધાંનો આગ્રહ જોઈ, તે પોતાની મરજી વિરૂદ્ધ તેને કાશી રાખી ગયો.

એક બે અઠવાડિયાં ગયાં કે પ્રભાશંકરે પોતાનું ખરું રૂપ ધારણ કર્યું. તે સૂરાસુંદરીની સેવા અને ગાંજો સેવન કરવા લાગ્યો. ઘરમાં જેઓ ચાકરી કરતાં હતાં તેમાંના કોઈએ ન્હાના શેઠને રોકયો નહિ, કે ઠપકો આપ્યો નહિ. અને તેમને તેમ કરવાનું પ્રયોજન પણ ન હતું. માત્ર એકજ જણ હતું, જેને પ્રભાશંકરને જોતાંજ મનમાં ભય ઉત્પન્ન થયો હતો—તે ભાગીરથી હતી. કેટલાક એવા માણસો હોય છે કે જેને જોતાંજ મનમાં ત્રાસનો સંચાર થાય છે અને પછી એમ જણાય છે કે એ ત્રાસ થયો, તે કારણ વગરનો ન હતો. પિતાની બિમારીના સમાચાર સાંભળી, સઘળાની સાથે કાશી આવ્યો, તેજ દિવસે તેને જોતાંની વાર ભાગીના મનમાં ભયનો સંચાર થયો. જો કે તેણે ઘરવાળી પાસેથી પ્રભાશંકર સંબંધી કંઇ વાત સાંભળી ન હતી કે તેના સંબંધી કંઈ બીજા પાસેથી પણ સાંભળ્યું ન હતું, છતાં ભાગીરથીને તેને જોતાંની વાર એમ થયું કે તે સારો માણસ નથી.

ભાગીરથી જે કારણને લીધે ભય પામી હતી, તેના બેચાર દિવસ ગયા ન ગયા, એટલામાં શરૂઆત થવા માંડી. પ્રભાશંકરની ચાલચલગત,

તેની વાતચીત, તેનો હાવભાવ, તેને સારો જણાયો નહિ. તે યુવતિ છે, તે વિધવા છે, તે તેમની આશ્રિત છે; તેનું રક્ષણ કરવું જોઇએ, તેના પ્રત્યે દયાની અને આદરની નજરે જોવું જોઇએ, એવું પ્રભાશંકરનામાં તેણે કંઈ જોયું નહિ. તેને મન તો ભાગીરથી સ્વચ્છંદ અને ચરિત્ર-હીન નોકરડીઓ હોય છે, તેના જેવી જણાઈ. તેને ભાગીરથી સંબંધી વિશેષ માહિતી ન હતી–હા તે એટલું જાણતો હતો, કે તેના પિતાએ તેને રસ્તા પરથી પકડી આણી છે અને જે વિધવા રસ્તા પર ભટકતી કે ભીખ માગતી હોય, તે સારા ચરિત્રની હોય, એમ ભાગ્યેજ બને! તેણે એમજ માની લીધું કે જેવી બીજી કાશીની ભટકનારીઓ હોય છે, તેના જેવીજ આ પણ હશે. આથી તે ભાગી પર કુદૃષ્ટિ કરે તો તેમાં તેના જેવા ઉચ્છૃંખલ અને દુષ્ટ બુદ્ધિવાળાને માટે નવાઇ નથી.

ભાગીરથી આ બધું સારી રીતે સમજતી હતી. છોટા બાબુ જે રીતનું વર્તન તેની સાથે કરતા હતા, તે પસંદ ન હતું; પણ મ્હોં ઉઘાડી તે કહેવાની તેને હિંમત ન હતી. જેને આધારે તેણે એક વર્ષ જેટલો સમય કાશીમાં વિતાડયો હતો, તે તો આલોક છોડી પરલોક ચાલી ગયો. ગૃહિણી તો પ્રથમથીજ તેના પ્રત્યે જોઈએ તેવી સદય હતીજ નહિ; છતાં, ભાગી ઘરનું કામકાજ અને બધો ઢસડવેડો કરતી હતી અને તેનામાં કોઈ દોષ તેના જોવામાં આવ્યો ન હતો, તેથી તેણે તેને ઘરમાં ટકવા દીધી હતી. ભાગી જો ઘરવાળીના નાના છોકરાના વર્તન માટે સ્હેજ પણ ઈશારો કરે, કે તેને માટે ફરિયાદ કરવાનું સાહસ કરે, તો કદાચ તે એમ કહે કે; "ત્યારે તું અહીંથી બીજે કંઈ ચાલી જા, તારી ઈચ્છા ન હોય

તો પછી અહીં રહીને શું કામ છે?" એમ કહે તો તે ક્યાં જાય? આ બધી બાબતનો મનમાં વિચાર કરી ભાગીરથી સઘળું સહન કરતી, કોઈ વાત મ્હોંની બ્હાર કાઢતી નહિ અને સાવધાન રહેતી; પરંતુ જેની સાથે એકજ ઘરમાં રહેવું અને જેનું કામકાજ કરવું, તેની સાથે અબોલા કે અદીઠા કેમ કરાય? કામકાજને માટે દહાડામાં દશવાર બોલવું પડે અને તેની ઓરડીમાં પણ કામકાજ માટે જવું પડે.

પ્રભાશંકરે પ્રથમ તો અણશારામાં પોતાના મનનો કુભાવ ભાગીરથીને જણાવવા માંડયો. આંખના પલકારા, તેના શરીરના અંગની સૌંદર્યછટા પર ઇશારો, આદિ કરવા લાગ્યો; પરંતુ, એમાં તેનું કંઈ વળ્યું નહિ, ત્યારે તે જરા આગળ વધવા માંડયો. ભાગીરથીની સાથે વિશેષ ઘનિષ્ટતા કરવા પ્રારંભ કર્યો. આ બિનાની બારીક વિગતો આલેખવાની જરૂર નથી. આ વ્યાપારનું વર્ણન ન કરવાથી જેઓને તૃપ્તિ ન થતી હોય, તે લેખકને ક્ષમા કરશે; કારણ કે, તેમની તૃપ્તિને ખાતર આ નવલકથા અમે લખતા નથી. વિધવા યુવતિને કેવા પ્રકારના પ્રલોભનો સાથે સંગ્રામ કરવો પડે છે, મનની ચંચળતાને લીધે, કાર્યની અમુક ત્રુટીને લીધે, કેટલા અને કેવા પ્રકારના અત્યાચારો સહન કરવા પડે છે, તેનું નિવર્ણ માત્ર કરવાનો લેખકનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશની સિદ્ધિ માટે પાપની ભીષણ નગ્નમૂર્તિ વાંચક સમક્ષ ઉપસ્થિત કરવાની આવશ્યકતા નથી. અમે આગળ જણાવી ગયા છીએ અને ફરી ફરીને જણાવીએ છીએ કે, 'વાસ્તવ્યાલેખન'ના નામે આવાં નગ્ન ચિત્રો, બીભત્સ દૃશ્યો, આવી જાતની નવલકથામાં દર્શાવવાથી કંઈ લાભ નથી; એથી હિત નહિ, પણ અહિત થાય છે.

બળી તે વાત; આપણે આપણા ગંતવ્ય પથે અગ્રસર થઈએ: આપણે આપણી વાર્તાના પાત્રોને જોઇએ. પ્રભાશંકરની જ્યારે આમ દાળ સીજી નહિ ત્યારે તેણે ભાગીરથી પર અત્યાચાર કરવાના માર્ગ શોધવા માડયા અને તેમ કરવા માટે તેને આડકતરી રીતે કનડવા માંડયો. ભાગી પ્રભાશંકરના આવા વર્તન પ્રત્યે આંખ આડા કાન કરતી હતી, પરંતુ, જ્યારે તે વધારે છૂટ લેવા જવા માંડયો ત્યારે તેણે તેને પગે પડી, વિનવણી કરી જણાવ્યું કે, 'હું તમે ધારો છે તેવા પ્રકારની સ્ત્રી નથી' એ જણાવતાં તેણે જે કહેવાનું હતું તે કહ્યું. ધર્મરક્ષાને માટે તેણે શું શું સહન કર્યું હતું, તે મર્યાદામાં સમજાવ્યું; પણ જો પાણીથી પત્થર પલળે તો પ્રભાશંકરનું હૈયું પલળે. પ્રભાશંકરે ભાગીરથીને હાથમાં લેવાનો કૃતસંકલ્પ કર્યો. જે કરે તે ભાગીરથીને મુંગે મ્હોંએ સહન કરતી જોઈ, તેણે આખરે ભીષણ મૂર્તિ ધારણ કરવા માંડી. આખરે એક રાતે પ્રભાશંકર ભાગીરથી પર બળાત્કાર કરવા ગયો. ભાગીરથીએ આજ સુધી તો નાંખતું કર્યું હતું. તેણે પોતાની નિરાધાર અવસ્થા જાણી અત્યાર સુધી જે જે થયું તે સહન કર્યા કીધું, પણ, માણસની ધીરજને પણ સીમા છે. પ્રભાશંકરે જે દિવસે એ સીમાનું ઉલ્લંઘન કરવા ગયો—તે પોતાનો દુષ્ટ હેતુ સાધવા બળાત્કાર કરવા ગયો; તે રાતે તેણે તે અધમ યુવકને યોગ્ય શિક્ષા આપી. લાતે લાતે કચરી, તે અંધારી રાત્રીએ ભાગીરથી એકલી ઘરની બ્હાર ચાલી નીકળી અને પહેરે કપડે પ્રભાશંકરના ઘરનો ત્યાગ સદાને માટે કર્યો. ભાગીરથીની લાતથી પ્રભાશંકર જમીન પર પડી ગયો હતો, તે શરીર ખંખેરી ઉભો થયો, પણ ત્યાર પહેલાં

ભાગીરથી તો પસાર થઇ ગઇ હતી. તે સીધી નાકની દાંડીએ આડું અવળું જોયા વગર ચાલી ગઇ. પ્રભાશંકરે રસ્તાપર જઇ તેની શોધ કરી પણ તેને તેનો પત્તો મળ્યો નહિ એટલે વિફળમનોરથ થઈ પાછો ફર્યો અને મનમાં નિશ્ચય કર્યો કે ભાગીરથીને તેની ધૃષ્ટતાને માટે પકડી આણી પૂરતી શિક્ષા કરવી.

આણી તરફ અનાથિની, અભાગી ભાગી કાશીના રસ્તાપર એકલી બ્હાર પડી. આજ કાલ કરતાં તે વરષ દોઢ વરષથી કાશીમાં રહે છે; પરંતુ, કાશીના બીજા કોઇ ગૃહસ્થને ત્યાં તેને ઓળખાણ નથી. તે મુંગે મ્હોંએ ચાકરડીનું કામ કરતી હતી અને દલપતરામનાં પત્ની સિવાય બીજા કોઈની સાથે તે ઘરની બ્હાર નીકળતી નહિ. આજે તે અંધારી રાતે એકલી બ્હાર નીકળી છે. જોયું તો ચોમેર અંધકાર છવાયો છે. બ્હારના અંધકાર કરતાં તેના હૈયામાંનો અંધકાર ગાઢતર છે. રસ્તાના અંધકારમાં તો કોઇ તારાનો પ્રકાશ, દીવાબતીની કંઈક ગરજ સારે છે, પરંતુ તેના હૃદયના અંધકારમાં નથી કોઇ તારાના પ્રકાશની સ્નિગ્ધ જ્યોતી. તેના મનમાં એમ થઈ આવ્યું કે જાણે તે ગાઢ અંધકાર ચોતરફથી તેને ત્રાસ કરવા આવે છે. તે અંધારામાં એક રસ્તાપરના મકાન આગળ આવી ઉભી રહી. કેટલીક ક્ષણ ઉભી ઉભી વિચાર કરવા લાગી. ત્યાર પછી તે ગંગાના તીર તરફ વળી. એ રસ્તો તેને માલમ હતો. કાશીમાં તે બે રસ્તાથી બરાબર વાકેફગાર હતી—એક બાબા વિશ્વનાથના મંદિરનો અને બીજો પતિત પાવની ગંગા ઘાટનો. આજે તેની અસહાય અવસ્થામાં તેણે બીજો માર્ગ લીધો. તેના જેવી અભાગણીને માટે, તેના જેવી સઘળેથી હડધૂત

થયેલીને માટે, તેના જેવી બધેથી ત્યજાયલીને માટે, એ પતિ
હારિણી, કલુષનાશિની, સુરસરિતાનો માર્ગ એજ ખરો માર્ગ હ
આજે તે માર્ગ તેના મનમાં સ્ફુરી આવ્યો. આજે તેની નિરા
અવસ્થામાં તેના મનમાં એમ થઇ આવ્યું કે તે જગન્માતાના શિ
વક્ષમાં માથુ મૂકી સંસારના સંતાપ અને અત્યાચારના હાથમાં
છુટકી ચિરશાંતિ મેળવવી. આ વિચાર સ્ફુરતાંની વાર તે ઉતા
ગે ગંગાઘાટ તરફ જવા લાગી.

ગંગાઘાટનો રસ્તો તેને જાણીતો હતો. તે ગંગા ઘાટપર આ
લાગી. રાત્રે અગિયારનો અમલ થયો હશે. દશાશ્વમેધ ઘાટ
પગથિયાં પર બે એક જણ બેઠા હતા. અંધારી રાત, આકાશ
છૂટા છવાયા તારકો મંદ પ્રકાશ ફેંકી બતીની ગરજ સાર
પ્રયત્ન કરે છે. સન્મુખે પતિતપાવની ગંગા, ખળખળ કર
કંઈક ગાન ગાતી સાગરને મળવા જાય છે. નદિની પેલી
નાંગરેલી એકાદ બે હોડીમાંના દીવાનો ક્ષુદ્ર પ્રકાશ આ પાર સ
આવવા ફોકટ ફાંફાં મારે છે. ચોમેર નિરવતા, નિસ્તબ્ધતા વ્યાપી
આવા સમયે ભાગીરથી આ ઘાટ પર આવી ઉભી. તેના શરીર
અને મનનો સંતાપ દૂર કરવા, સર્વસંતાપહારિણી શીતળ સ
રનો પ્રવાહ તેના ગાત્રો પર વાળવા લાગી. ભાગીરથીને આજેજ
માર્ગ સૂઝયો. આટલા દિવસ સુધી સૂઝયો નહિ એ શું? આ
આટલા બધા દિવસ પછી જનનીએ આજે આ માર્ગ દર્શાવ્
આજે માતા તેને ખોળે લેવા માટે આવ્હાહન કરે છે. ભાગીર
વિચાર કરવા લાગી 'આજ તે માર્ગ! સર્વ પ્રકારના સંતાપ, શ

સઘળા પ્રકારની ગ્લાની, પાપ ધોઇ નાંખવાનું સ્થાન પણ આજ છે. આવી જનેતાનો ખોળો છોડી, તેનો શીતળ, શાંતિદાયિની આશ્રય ત્યજી, એ આશ્રય મેળવવા હું કોને દ્વાર ભટકતી હતી? તેને એવો અવાજ કાને આવ્યો કે કોઈ મમતાભર્યા શબ્દે તેને હાક મારે છે; "આવ, બેટા! આવ, મારા ખોળામાં આવ. તારી સઘળી જ્વાળાને હું શાંત પાડીશ." ભાગીરથી કાન ઉંચો કરી આ સાંભળવા લાગી. તેના મનમાં એમ થયું કે ચોમેરથી તેને કોઇ બોલાવે છે કે, "આવ, આવ."

ભાગીરથી પગથિયાં ઉતરવા લાગી. તેને હવે ભય રહ્યો નથી. તેણે આજે અભયવાણીની વીરહાક સુણી છે. તેનો પોતાનો ગંતવ્ય પથ સ્પષ્ટ રીતે જણાયો છે. ધીમે ધીમે તે જળનો પ્રવાહ વ્હેતો હતો તે પગથિયાં સુધી આવી. અતિ નમ્રપણે ઘુંટણે પડી પતિતપાવની જાન્હવીને પ્રણામ કર્યા. પછી તે ઉભી થઈ હાથ જોડી બોલીઃ—

"મા, બહુ બહુ વેઠયું, અનેક કષ્ટ વેઠયાં, મા! એક ક્ષણના મોહને લીધે, એક દિવસની ભૂલ્યને લીધે, ઘણું ઘણું સહન કર્યું; હવે બીજે કંઇ જનાર નથી. મા! મને સ્થાન આપો." એટલું કહી તે જળમાં ઉતરી. જેમ જેમ તેનું શરીર જળમાં ઉતરતું ગયું તેમ તેમ તેની જ્વાળા શમતી ગઈ, તેનું હૃદય શીતળ થયું. તેણે એક અંજલી ભરી જળ માથા પર છાંટયું અને હાથ જોડી મોટેથી બોલીઃ—

"મા રે! ઓ મા! તારા સંતાનને તારા ખોળામાં લે." એટલું કહી તેણે જળમાં ઝીંપલાવ્યું.

ઘાટની એક બાજુએ પગથિયાં પર એક માણસ બેઠો હતો.

ભાગીરથી જે બોલતી હતી તે સર્વ તે સાંભળતો હતો. જ્યારે ભાગીરથીએ "તારા સંતાનને ખોળે લે મા!" કહી જળમાં ડુબકી મારી ત્યારે તે માણસ—તે એક સન્યાસી હતો—ઉતાવળો પાળ પર આવ્યો. ભાગીરથીએ તેને જોયો ન હતો પણ તેણે ભાગીરથીને જોઇ હતી. જ્યારે તેણે જોયું કે ડુબકી મારી ફરી ઉપર આવી નહિ, ત્યારે તેણે પણ જળમાં ઝીંપલાવ્યું. ભાગીરથીએ જ્યાં ડુબકી મારી હતી ત્યાં તેની શોધ કરી, પરંતુ, જ્યારે તે મળી નહિ ત્યારે નદિના સ્ત્રોતના વેગ તરફ આગળ વધ્યો.

તેનો પ્રયત્ન નિષ્ફળ નીવડયો નહિ. ત્રણ ચાર મીનીટમાં તેને ભાગીરથીની દેહ મળી; ભાગીરથી લાંબે ખેંચાઈ ગઇ ન હતી. પગથીઆ પાસે જરા છેટે એક પત્થર આગળ અટકી પડી હતી. સંન્યાસી ભાગીરથીની સંજ્ઞાશૂન્ય દેહને પગથીયાં પર લઇ આવ્યો. ત્યાર પછી તેણે પરીક્ષા કરી જોયું તો તેના દેહમાં પ્રાણ છે, એમ તેને જણાયું. એમ જણાતાંની વાર તેણે તેને ઉંધી કરી તેના પેટમાંનું પાણી કાઢી નાંખ્યું અને કૃત્રિમ ઉપાયથી તેના શરીરમાં ગરમી આણવા પ્રયત્ન કરવા લાગ્યો. શ્વાસોશ્વાસની ક્રિયા ફરી ચાલુ કરવા, જે ઉપાયો કરવા જોઇએ, તે સર્વ સંન્યાસીને માલમ હતા. તેણે તે ઉપાય સર્વ અજમાવ્યા. જ્યારે તેને લાગ્યું કે હવે કંઈ ભય જેવું નથી ત્યારે તે ભાગીરથીની સંજ્ઞાશૂન્ય દેહને પોતાને ખાંધે નાંખી, ધીરે ધીરે પગથીયાં ચઢી અંધારામાં ક્યાં ચાલી ગયો.

## ૨૭

આપણે ભાગીરથીનું કાશીમાં શું થયું, તે જાણવામાં દીનેશ અને મોહનને ભૂલી ગયા. આપણે હવે તેમની તરફ જરા દૃષ્ટિપાત કરીએ.

મોહન જ્યારે જેલમાં હતો ત્યારે દીનેશ તેને ઘણીવાર પત્ર લખતો અને તેમાં તેને તેની સ્ત્રી અને છોકરીની હકીકત જણાવતો હતો. ભાગીરથી જ્યારે ઘરમાંથી નાસી ગઇ; દીનેશ તેની માને લઈ સુરત આવ્યો, ત્યાર પછી તેણે મોહનને જે કાગળ લખ્યા હતા તેમાં તેણે ભાગીરથીના નાસી જવાના સમાચાર જણાવ્યાજ ન હતા. જ્યારે તે મોહનને પત્ર લખતો ત્યારે તેમાં મિથ્યા વાત લખતો કે 'ભાગીરથી ખૂશીમાં છે' મોહન પણ એમજ સમજતો કે તેની બૈરી અને છોકરી ખુશી આનંદમાં છે. હમણાં દીનેશના મનમાં વિચાર આવ્યો કે છોકરીના નાસી જવાના સમાચાર તેને જણાવવા એ ઠીક કે ન જણાવવા એ ઠીક? આજ કાલ્ય કરતાં મોહનને જેલમાં ૧૬ મહિના થઈ ગયા; તેને એક હજારનો દંડ થયો હતો તે પણ દીનેશે મોકલાવી દીધો હતો. મોહન જેલમાં સારી રીતે રહેતો હતો: કોઈ પણ પ્રકારની ધાંધલ કે તોફાન, કે બેઅદબીભર્યું તેનું વર્તન ન હતું; આથી જેલના કાનુન પ્રમાણે તેની બે વર્ષની ટીપમાંથી બે મહિના સારી ચાલચલગતને માટે ઓછા કરવામાં આવ્યા હતા. આથી મોહન બે માસ પછી જેલમાંથી છૂટી આવવાનો એ નિશ્ચિત હતું.

અત્યાર સુધી કોઈ દહાડો દીનેશે ભાગીરથીની વાત તેની માતાના મ્હોં આગળ કરી ન હતી, અને ભાગીરથીની માએ પણ કોઇ દહાડો છોકરીનું નામ મ્હોં પર આણ્યું ન હતું. દીનેશની આજ્ઞા હતી તે મુજબ ઘરનું કોઇ માણસ ભાગીરથીનું નામ સુદ્ધાં કે તે કયેમ નાસી ગઈ, એ બિના સુદ્ધાં તેની માની આગળ ઉચ્ચાર પણ કરતું નહિ. હવે જ્યારે મોહનને જેલમાંથી છૂટી આવવાનો સમય પાસે આવ્યો ત્યારે દીનેશના મનમાં એમ થયું કે ભાગીરથીના સંબંધમાં બનેલી બિના મોહનને જણાવું તો સારૂં, આથી તેણે મોહનની સ્રીને બોલાવી આ વાત છેડી. મોહનની સ્ત્રી સુરત આવ્યા પછી અને ત્યાં એટલો વખત રહ્યા પછી, કુટુંમ્બના માણસ જેવી થઈ ગઈ હતી. દીનેશ તેને ઘરના વડા માણસની પેઠે માન આપતો, એટલુંજ નહિ, પણ તેની સ્રી પણ તેને જાણે પોતાની સગી જેઠાણી હોય તેમ માનતી હતી અને તેની પ્રત્યે સગી બ્હેનના જેટલું વ્હાલ બતાવતી હતી. તે પોતાની ન્યાતની નથી એ કદિ મનમાં આણતી નહિ, એટલુંજ નહિ, પણ ઘરના છોકરાં છૈયાં પણ તેને 'મોટી કાકી' કહી બોલાવતાં હતાં. મોહનની સ્રીએ પણ પોતાના ઉમદા સ્વભાવથી ઘરનાં સર્વને પોતાનાં કરી લીધાં હતાં. તે પોતાના દુર્ભાગ્યની વાત કદિ વિસરી ન હતી—તે વાત બેના મનમાં ને મનમાં ઘોળાયા કરતી હતી, પરંતુ તે તેના હૃદય મંદિરના દ્વાર બ્હાર કદાપિ આણતી નહિ, કે ઓઠ સુદ્ધાં પણ હલાવતી નહિ.

આજ દીનેશના મ્હોંએ એકાએક ભાગીરથીની વાત સાંભળી તેનો શોકસિન્ધુ ઉભરાઇ આવ્યો. અત્યાર સુધી જે વેદના તે પોતાના અંતરમાં

પોષતી હતી, તે આજ દીનેશના બોલવાથી આપોઆપ બ્હાર ઉછળી આવી અને શોકસમુદ્રનાં મોજાં ભરતીની માફક ઉછળવા લાગ્યાં, તેનું તે આત્મસંવરણ કરી શકી નહિ. તેની આંખોમાંથી અશ્રુસ્રોત વહેવા લાગ્યો. તેની આવી અવસ્થા જોઇ દીનેશનું મન પણ દુઃખિત થયું.

મહા મહેનતે આત્મસંવરણ કરી, આંસુ લુછી નાંખી, અતિ કષ્ટથી દુઃખદ સ્વરે બોલીઃ—

"દિયરજી! આપે જે અમારે માટે કર્યું છે અને હજી સુધી કરો છો, તે કોઇએ કર્યું ન હોત. સગો માજાયો ભાઇ હોત, મારી મા અને બાપ જીવતાં હોત, તો તેઓ પણ આટલું કરત કે નહિ તે સંદેહજનક છે. ખરેખર આપ પૂર્વ જન્મમાં કોઈ આપ્ત હશો, નહિ તો આટલું કોણ કરે? આપે જે કંઈ કર્યું છે, તેનો બદલો તો આ જન્મમાં વાળી શકાય એમ નથીઃ જો આ શરીરની ચામડીના જોડા કરી પહેરાવું, તો પણ એ ઋણનો બદલો વાળી શકાય એમ નથી.—"

દીનેશ વચ્ચેજ બોલી ઉઠયોઃ—"ભાભી! ભાભી! આપ શું કહો છો! મને દોષમાં નાંખો છો! એવું તે મેં શું કર્યું છે?"

"શું કર્યું છે, તે હું સમજું છું" ભાગીરથીની માએ પ્રત્યુત્તર વાળ્યો, "પરંતુ હું અભાગી છું. મારા નસિબમાંજ સુખ નહિ તેને હું શું કરૂં? એથીજ હું આટલાં દુઃખ સહન કરૂં છું. દિયરજી! એ કહેવાની જરૂર નથી કે ભાગીની વાત મારાથી ભૂલી ભુલાતી નથી. એક દિવસને માટે પણ તે વિસરાતી નથી. તે મારૂં એકનું એક સંતાન હતું. છોકરી કહો તો તે અને છોકરો કહો, જે કંઈ કહો તેમાં તેજ

હતી. હું મ્હોઢે ન બોલું તેથી શું! પણ, મારા મનમાં તો તે એક ક્ષણ વિસારે પડતી નથી. તેની વાત મનમાં ન આવે, એવો એક દિવસ જતો નથી. તેનું શું થયું? તે મરી ગઇ કે જીવે છે? તે સુદ્ધાં જાણુતી નથી. તે કાળી ટીલી લગાડી ગઈ છે, તેણે આબ્રુને બટ્ટો લગાડયો છે; તેની ખબર કાઢવી, એ ઉચિત નથીઃ એ સર્વ જાણું છું; છતાં, ગમે તેટલો તોએ માનો જીવ—સમજ્યા ને? તે એવું કામ કરશે એની સ્વપ્ને પણ કલ્પના ન હતી. એ સર્વ મારા કપાળનો દોષ છે. મારા કપાળનેં પણ દોષ દેવા જેવું નથી. એ સર્વ મારોજ દોષ છે—મારીજ ભૂલ્ય છે. જો પ્રથમથીજ મેં આપની વાત માની હોત તો આમ થાત ખરૂં? નહિજ. પણ, જે થયું તેની સજા પૂરેપૂરી હું ભોગવું છું."

દીનેશે કહ્યું:—"મને ઘણી વખત એમ થઈ આવે છે કે ભાગીની શોધ કરીએ તો ઠીક, પરંતુ, તમને તે યાદ આપવા જેવું થાય અને કદાચ માઠું લાગે, માટે એ વાત મ્હોં પર લાવતો નથી. હવે મોહન ભાઇ છૂટીને આવનાર છે. તેમને ભાગીના સમાચાર પહેલેથી જણાવવા કે નહિ તેનો વિચાર કરૂં છું."

"ના, ખબર નથી આપી એ સારૂં કર્યું છે. અને તે ન જણાવવી એજ ઉત્તમ છે. કોણ જાણે એમ કરવાથી શું ભયંકર પરિણામ આવે? આવા માઠા સમાચાર આપવાથી તેમના દુઃખમાં વધારો થાય; અને શું કરે તે કોણ જાણે. આટલા માટે તો હું એ કોઈ દહાડો હોઠ ઉઘાડી વાત કરતી નથી. આજે જ્યારે આપે એ વાત છેડી, ત્યારે આપોઆપ મારા મનનો ઉભરો બ્હાર નીકળ્યો.

તેની ખબર કાઢવી! તેની શોધ કરવાની શી જરૂર છે? તેની સાથે આપણે હવે શો સંબંધ રહ્યો છે? વળી આ ખબર તેઓ અહીં છૂટીને આવે તે પહેલાં આપવી, એ શું ઠીક છે? તેઓ અહીં આવીને તે ખબર સાંભળશે, એજ સારૂં. તમે અહીં તેમને સાંત્વન પણ આપી શકશો. આપ જો પ્રથમથી ખબર આપશો તો તેઓ કદાચ અહીં આવશે પણ નહિ અને ક્યાંના ક્યાં બારોબાર ચાલી જશે. માટે ખબર ન આપવી એજ ઉત્તમ છે."

દીનેશે કહ્યું:—"તેમ થવા દો. મોહનભાઈને લેવા માટે હું જાતે મુંબઈ જવાનો છું. તેને તેડીને અહીં આવીશ. કોણ જાણે જેલમાંથી છૂટી બીજે કંઇ ચાલી જવાનો નિશ્ચય કરે તો? હું આજેજ તેને પત્ર લખી જણાવું છું કે હું તને તેડવા મુંબઈ આવું છું. મુંબઇથી સ્હવારના થાણે જઇ તેને મુંબઇ તેડી લાવીશ અને ત્યાંથી સુરત અમે આવીશું."

દીનેશ આગળ કંઈ કહેવા જતો હતો એટલામાં ટપાલના સિપાઇએ હાક મારીઃ—

"કાગળ લ્યો–"

દીનેશ કાગળ લઇ ઘેરમાં આવ્યો અને બોલ્યોઃ—

"લ્યો મોહનભાઇનું નામ લેતાંમાં તો તેમનો કાગળ આવી પહોંચ્યો. જોઈએ, શું લખે છે?"

દીનેશે કાગળ ફોડી વાંચ્યો અને પછી મોહનની સ્ત્રીના હાથમાં આપી બોલ્યો, "સારા સમાચાર છે. મોહનભાઈ છે તો ખૂશીમાં."

મોહનનો પત્ર આ પ્રમાણે હતો—

" પ્રિયભાઈ,

નસિબમાં જે સર્જ્યું હતું, તે ભોગવ્યું અને હવે થોડું ભોગવવાનું બાકી છે, તે પણ ઓછું થતું આવે છે. હું એક મહિના પછી જેલમાંથી મુક્ત થઇશ; પરંતુ, પછી શું ? એ પ્રશ્ન મારા મનમાં ઉદ્દભવે છે. આજ લગભગ બે વર્ષ થયાં, હું મારા ભવિષ્યની ચિંતા કરૂં છું. જ્યારે તેનો વિચાર કરૂં છું, ત્યારે મને તેનો આરો જણાતો નથી. મેં જીવનમાં ઘણા અપરાધ કર્યા છે, ઘણાં પાપ કર્યાં છે; તેનું ફળ નિશ્ચય ભોગવવું જોઇએ. હું જે કારાવાસની સજા ભોગવી રહ્યો છું, તે મારા જેવા દુશ્ચરિત્ર, વિશ્વાસઘાતકી, ચોર જેવાને માટે પૂરતી નથી. જ્યારે હું મારા જીવનનો વિચાર કરૂં છું, ત્યારે મને એમ લાગે છે કે મારા જેવો હતભાગી મનુષ્ય આ દુનિયામાં બીજો નહિ હોય.

મારે શી વાતની મણા હતી ? હું સદ્દભાગ્યે સારી કેળવણી મેળવવા જેટલો ભાગ્યશાળી થયો હતો; હું સારી ઑફિસમાં સારા હોદ્દાપર હતોઃ ઉચ્ચ પદે પ્રતિષ્ઠિત હતો; તારા જેવો અકૃત્રિમ મિત્ર હતો; પતિપરાયણા સ્ત્રીનો હું સ્વામી હતોઃ મારે શી વાતની ન્યૂનતા હતી ?

મારામાં એકજ ન્યૂનતા હતી અને તે, ચરિત્રબળની. તેના અભાવને લીધે હું નર્કમાં પડયો; તેથીજ હું મારો ખરો માર્ગ ચૂકયો. જો તારા જેવો મિત્ર તે સમયે મારી પાસે હોત તો, ભાઈ દીનેશ ! મારી આવી દશા કદાપિ કાળે આવત નહિ. જો તારા જેવો માર્ગદર્શક મિત્ર હોત તો અત્યારે હું આવો તિરસ્કારને પાત્ર,

કારાદંડભોગી, દરેક જણુથી હડધુત થતો, મનુષ્ય નામે કલંકરૂપ થાત નહિ.

ભાઈ! જે બનવાનું હતું તે બની ગયું છે, અને તે સુખના દિવસ હવે ફરી આવવાના નથી; તથા આ જીવનમાં ફરીથી તે મધુર શાંતિ મળનાર નથી. હમણાં પણ મારા મનમાં એજ વિચાર આવે છે કે જેલમાંથી છુટયા પછી હું શું કરીશ? એકવાર એમ થાય છે કે તને પણ મ્હોં ન બતાવું. શું લઈ મ્હોં બતાવું? મ્હોં ન બતાવવાનો વિચાર થાય છે ખરો, પરંતુ, ભાગીનો વિચાર આવતાં મારા વિચાર ભાગી પડે છે. આ જગતમાં તેનું કોઇ નથી. તેનું જીવન પણ અંધકારમય છે. પ્રિય દીનેશ! હું ઢોંગી હોઈશ, દગાબાજ હોઈશ, ચોર હોઈશ, નિશાબાજ કે દારૂડીઓ હોઈશ, જે કહો તે હોઈશ, પરંતુ, ભાગીને જોઇ ક્ષણ કાલને માટે પણ મારૂં હૃદય શાંત થાય છે. તેને સુખી કરવાના હેતુથી, મારા ગજા ઉપરાંત ખર્ચ કરી, મેં તેને સુપાત્ર જોઈ પરણાવી હતી. તેને દુઃખ પડશે એવી કલ્પનાથી મારૂં મન ચીરાઇ જતું હતું. એથીજ મેં તેને સચ્ચરિત્રવાન, શિક્ષિત અને ધનવાનના પુત્રની સાથે પરણાવી હતી; પરંતુ, મારા આ અભિશપ્ત અદૃષ્ટમાં–ફુટેલા કપાળમાં સુખ નહિ, તેથીજ તેના સર્વ સુખની સત્યાનાશી થઇ. દીકરી બિચારી ચિરકાળને માટે દુઃખી થઇ. ભાઇ! ભાગીરથી એજ મારૂં એક બંધન છે; પરંતુ, હું તેને શું કરી શકીશ? મારાથી તેને માટે શું થઈ શકે તેમ છે? જો મેં થોડી ઘણી રકમ બચાવી હોત તો ભાગીને અને તેની માને લઇને હું બાકીનું જીવન કાશીમાં ગાળત. ભાગીને ધર્મના પુસ્તકોનું વાંચન,

સેવાપૂજા, પાઠપાત્રીમાં તેનું મન પ્રેરી, તેને શાંતિ મળે તેવી વ્યવસ્થા કરત; પરંતુ, તેમ થવાનો સુયોગ છે નહિ. હું કોડી વગરનો કફલ્લક છું. જો તેં મને આ આપત્તિના વખતે સ્હાય કરી ન હોત, જો તેં મારી સ્ત્રી અને કન્યાના પોષણનો ભાર લીધો ન હોત, તો તેઓ ક્યાં જાત, તે કોણ કહી શકે? કાં તો તેઓ મૂઠીભર અન્નને માટે ઘેર ઘેર ભિક્ષા માંગતા હોત, કિવાં, ભુખે તેઓ રિબાઇને રસ્તામાંજ મરી ગયાં હોત. ભાઇ! તેં જે કર્યું છે તે આ જમાનામાં કોઇ કરે તેમ નથી. હું કોણ? તું કોણ? મારે ને તારે શી લેવા દેવા? હું બ્રાહ્મણ અને તું ઉચ્ચ વર્ણનો મુત્સદી વર્ગનો નાગર. તું અને હું એકજ શાળામાં ઠેઠ સુધી ભણતા હતા અને એકજ ગામના હતા એટલોજ સંબંધ કે બીજો કંઈ? આ જમાનામાં જ્યાં પુત્ર પિતાનો ભાવ પુછતો નથીઃ નાનાભાઇને અને તેના બૈરી છોકરાંને ફાકામારીનો વખત આવે, છતાં ધનવાન મોટો ભાઈ તેના તરફ નજર સુદ્ધાં કરતો નથી; આવા ભયાનક સમયમાં, આ હૃદયહીન દેશમાં તેં મારે માટે જે કર્યું છે, તે જો મારે સગો ભાઈ હોત તો તે પણ કરત કે નહિ, તે સંદેહજનક છે. બળી તે વાત. તે લખવાની શી જરૂર છે? આ જીંદગી પર્યંત જેના ગુણગાન કરૂં તો પુરા થાય નહિ, જન્મ જન્માંતર દાસત્વ કરૂં તો પણ ઋણનો બદલો વાળી શકાય નહિ, તેની વાત આ ન્હાનકડા પત્રમાં કરવી વૃથા છે.

અત્યારે મુખ્ય વાત શી છે, તે તું જાણે છે? મારે હવે પછી શું કરવું, તે. ભાગી અને તેની મા કાગના ડોળે મારી વાટ્ય જોઇ રહ્યાં હશે પણ મારા જેવો હતભાગી પિતા, સ્વામી, તેમને માટે શું

કરી શકે! મારે મોટી ચિંતાનું કારણ તો ભાગી છે. તેનું શું કરવું? અત્યાર સુધી તો તે તમારે ત્યાં રહી છે; પણ, તેનું જીવન કયા માર્ગ તરફ વાળવું, તેનો તેં કદિ વિચાર કર્યો છે? જોની? કાશી કે બીજા કોઈ તીર્થસ્થાનમાં કંઇ નોકરી ચાકરી કે બંદોબસ્ત તું નહિ કરી શકે? મને ભારે પગારની નોકરી જોઈતી નથી. મને હવે પૈસાનો લોભ નથી. ગમે તેમ કરી ત્રણ જણને દાળ ભાત રોટલી મળે; એક વખત પેટપુરતું ખાવાનું મળે એટલે બસ્સ. આટલું શું તું કરી નહિ શકે? મહિને દહાડે પચીસ ત્રીશ રૂપીઆ ભયો ભયો થઈ જશે. ભાઇ દીનેશ, પચિશ ત્રીશ રૂપીઆ તો મેં એક વખતે એકજણને બક્ષિસ આપ્યા છે. મોજ મજાહ માટે પચાશ સો તો શું? પણ, બસેં બસેં રૂપીઆ પાણીના રેલાની માફક ઉરાડયા છે. તેજ હું, આજે પરિવારપોષણને માટે વિશ પચીશ રૂપીઆ માટે તલસું છું.

એજ ઠીક છે, ભાઈ, એજ બરાબર છે. જો તું યત્ન કરે તો હું ધારૂં છું કે એટલું કરી શકે. તું બને તો તેમજ નક્કી કરજે. હું ભાગી અને તેની માતાને લઈ તીર્થ સ્થાનમાં જઇ રહીશ. નોકરી કરીશ અને જે વખત મળશે તેમાં હું ભાગીની સાથે ધર્મજ્ઞાનની ચર્ચા કરીશ, પૂજા પાઠ કરીશ, બનશે તો તેને યથાર્થ બ્રહ્મચારિણી બનાવીશ. મને આ જીવનમાં હવે બીજી કંઇ આકાંક્ષા નથી, કે એથી બીજી મોટી આશા નથી. ભાગીને લઇ, તેનું જીવન મારા જીવનના અંત સુધી સુધારવું એજ મારૂં એકનું એક કર્તવ્ય છે, એમ હું માનું છું.

તો પછી તેજ વિચાર નક્કી. હું જેલમાંથી છૂટી તારી પાસે

આવીશ. મારા ગાડીભાડાને માટે રૂપીઆ તું મનીઑર્ડરથી જેલના સુપ્રીન્ટેન્ડન્ટપર મોકલી આપજે. હું જેલમાંથી છૂટયો કે તરત મુંબઈ આવીશ અને મારી દુઃખી સ્ત્રી અને અનાથ છોકરી એક ડોળે મારી વાટ્ય જોઇ બેસી રહ્યાં છે, તો પછી મારે વિલંબ કરવો, એ શું ઘટિત છે?

કાગળ બહુ લાંબો થયો છે, પરંતુ, શું કરૂં? ભાઈ, તને કેટલી બધી વાત લખવાનું મન થાય છે. આ માઠા દહાડા જેમ તેમ વહી ગયા છે અને થોડા વહી જશેજ. તેમ થતાં તને આલિંગન કરી, દિકરીને ખોળે ચાંપી, આ તૃષિત હૃદયને શાંત કરીશ.

લી૦

ત્હારોજ હતભાગ્ય

**મોહન.**"

પત્ર વાંચી મોહનની સ્ત્રીએ કપાળે હાથ મૂકયો. તેનું હૈયુ ફાટીને ચીરા ચીરા થવા લાગ્યું. રે નસિબ! હાયરે કમભાગ્ય! શી આશા પોષણ કરી, લાંબો કાળ કારાવાસ વેઠી, તેમાંથી છુટીને દોડતા આવો છો? પરંતુ, જે વજ્ર અચાનક તમારા માથાપર પડી તેના ચૂરેચૂરા કરી નાંખવાને ઝઝુમી રહ્યું છે, તેની ખબર તમને કયાંથી હોય!

દીનેશે લાંબો નિશ્વાસ નાંખી પુછ્યું:–"હેં ભાભી? શું થશે વારૂ?"

ભાગીરથીની માએ જવાબ આપ્યો:–"શું થાય! તમે તો તેમને તેડવા જવાના છો. આવતાં આવતાં ગાડીમાં વાત કરજો. બીજું શું થાય?"

"તે મારાથી નહિ થાય." દીનેશે જવાબ આપ્યો; "હું કોઈ પણ રીતે તેમ કરી શકીશ નહિ. અત્યાર સુધી જે વાત ખરૂંખોટું લખી ભરમમાં રાખી છે, તે વાતનો ભરમ મારાથી નહિ ફોડાય. એ વજ્રાઘાત મારાથી નહિ થઇ શકે. હું તેને ઘેર તેડી આવીશ, પછી જે થવાનું હશે, તે અહીં થશે. ભાગીરથી આમ કરશે એવી કોને ખબર હતી? મને તો ભય લાગે છે કે આ વાત સાંભળી તેને મૂર્છના તો નહિ આવે? કે કદાચ ડાકળી ખસી નહિ જાય, કે વખતે તેનું હૈયું એકદમ બંધ પડી નહિ જાય."

ભાગીરથીની માએ જવાબ આપ્યો:—

"તેનો વિચાર કર્યાથી શું ફળ! ભગવાન જે કરે તે ખરૂં. તે જે કરે તે માથા પર. આ ભાગી કુળમાં કલંક લગાડી નાશી ગઈ એ પણ સહન કરીએ છીએને? સઘળુંજ સહન કરવાનું. કંઇ છૂટકો છે? જે થાય તે બધું ભોગવવુંજ. બીજો એનો ઉપાય શો? હું ખરેખર વજ્ર જેવા હૈયાની કે પાષાણ હૃદયની છું. મારા જેવી અભાગણી બીજી કોઇ આ દુનિયામાં નહિ હોય."

## ૨૮

સન્યાસી ભાગીરથીને લઇ રાતના પોતાને આશ્રમે ગયો. તેનો આશ્રમ દશાશ્વઘાટથી જરા છેટે હતો; શહેરથી લગભગ બ્હાર હતો એમ કહીએ તો ચાલે. આશ્રમમાં સન્યાસીના ત્રણ ચાર શિષ્યો હતા—ચેલા હતા. તેઓ સઘળા યુવકો હતા અને હિંદુસ્તાની હતા. સન્યાસી વાસ્તવિક રીતે હિંદુસ્તાની ન હતા. પંજાબી હતા, પરંતુ તેમણે તેમના

જીવનનો યુવાકાળ ગુજરાતમાં ગાળ્યો હતો. ગુજરાતી સારી રીતે બોલી ચાલી જાણતા હતા, એટલુંજ નહિ, પણ ગુજરાતમાં દશ બાર વર્ષ રહેલા હોવાથી, ગુજરાતના રીતરિવાજ, ગુજરાતીઓની રહેણી કરણી વિગેરેથી સારી રીતે વાકેફગાર હતા. તેમની ઉમર અત્યારે ૪૦–૪૫ની હશે. તેઓએ અહીં કાશીમાં આવી, ગુજરાતીઓના પૈસાથી આશ્રમ સ્થાપ્યો હતો અને લગભગ દશ વર્ષથી તેઓ અહીંજ નિવાસ કરતા હતા. શિષ્યો ભિક્ષાવૃત્તિથી કંઇ માગી લાવતા હતા અને પાસેના ગૃહસ્થો પણ વખતો વખત દ્રવ્યની મદદ કરતા હતા અને તેમના વડે આશ્રમના લોકોની સેવા ચાકરી થતી હતી.

ભાગીરથીને લઈ સન્યાસી જ્યારે લાંબો રસ્તો વટાવી પોતાના આશ્રમ આગળ આવ્યો, ત્યારે આશ્રમના સઘળા માણસો ઉંઘી ગયા હતા. સન્યાસીએ તેઓને જગાડ્યા અને સઘળા મળી ભાગીરથીની સુશ્રુષા કરવા લાગ્યા. લગભગ બે કલાક સુધી પ્રયત્ન કર્યા પછી ભાગીરથીએ આંખ્ય ઉઘાડી અને બોલી, ' ઓ માડી—ઓ માડી રે ' પછી પાછી આંખ્યો વીંચી દીધી; તેની સંજ્ઞા લોપ થઇ ગઇ. આશ્રમના સર્વ જણ આ અપરિચિત, સંજ્ઞાશૂન્ય યુવતિની પ્રાણરક્ષાને માટે યત્ન કરવા લાગ્યા.

સાત દિવસ સુધી અચેતન પડી રહ્યા પછી આઠમે દિવસે ભાગીરથીને જ્ઞાનસંચાર થયો, પરંતુ, તેનો જ્વર ગયો નહિ. જ્વર સાધારણ રહેતો હતો. આથી તેના શરીરમાં એક પ્રકારની દુર્બળતા આવી હતી. એક મહિના પછી તાવ સમૂળગો જતો રહ્યો; પરંતુ, તેના શરીરની નબળાઇ ગઇ નહિ. તેને એટલી બધી નબળાઇ આવી

ગઈ હતી કે તે બિછાનાપર પણુ ઉઠ બેસ કરી શકતી નહિ. સન્યાસી તેની સુશ્રુષા માટે અથાક મહેનત લેતા હતા; અને તેમાં એક જણુ તો તેની ચાકરી કરવામાં દિવસ કે રાત કંઇ પણુ જોતો ન હતો. તે તેની પથારીની બાજુમાં બેસી રહેતો. તેને જે કંઈ આવશ્યક જણાય તે હાજર કરતો. તેની બીજી વ્યવસ્થા એકાદ નોકરડી પણુ કરતી. આ સ્વામીનું નામ આત્માનંદ હતું. આશ્રમના અધિકારી જે સન્યાસી હતા, તેમની હિંદુસ્તાની યુવક—આત્માનંદપર ઘણી પ્રીતિ હતી. આત્માનંદ પણુ પોતાના સ્વામીનો ઘણોજ કાગરો હતો. આશ્રમમાં જે સન્યાસીઓ અને ચેલા હતા, તેમાં એક આત્માનંદજ સારો માણુસ હતો. તે બીજા સ્વામીઓની માફક ગાંજો ફુંકતો નહિ કે સિદ્ધિને સેવતો નહિ. નકામી સાધુગીરીને એબ લગાડવા જેવું તેને હાથે કંઈ થતું નહિ. હંમેશા અધ્યયનમાં નિયુક્ત રહેતો હતો. અમે જે સમયની વાત લખીએ છીએ તે સમયે આત્માનંદ વેદાંતનો અભ્યાસ કરતો હતો. તે સુમયે તેનું વય હશે બાવીશ કે ત્રેવીશ.

આ સાધુયુવકના અવિશ્રાંત પ્રયત્નથી ભાગીરથી મરતાં બચી ગઇ એમ કહીએ તો ચાલે. ભાગીરથી પણુ મનમાં જાણુતી હતી કે મરણુતોલ મંદવાડમાંથી ઉઠી, એ આત્માનંદના પરિશ્રમનું ફળ હતું. જ્યારે તે આંખ્યો ઉઘાડી જોતી ત્યારે આત્માનંદ એક જૂદા આસન પર બેઠેલો ને બેઠેલો નજરે પડતો. ભાગીરથીને જે વસ્તુની જરૂર હોય, તે વસ્તુ વગર કહે તેની આગળ આણી રાખતો. ભાગી આ યુવકના તરફ જોઈ, મનમાં એમ ધારતી હતી કે સ્વયં બાબા શ્રી વિશ્વેશ્વરે તેને તેની પ્રાણુરક્ષાને માટે રાત દિવસ તેની પાસે રાખ્યો છે.

આસ્તે આસ્તે ભાગીરથી સાજી થઈ. હવે તે પથારીવશ નથી. તે હવે થોડી ઘણી ફરતી હરતી થઇ છે. જે સન્યાસી તેને ગંગા ગર્ભમાંથી ઉગારી, આશ્રમમાં લઈ આવ્યો હતો, તે તેને મળે છે. એક વખતે એકાંતમાં બેસી તેની સઘળી હકિકત તેણે પુછી લીધી હતી. તેણે ભાગીરથીને કહ્યું હતું કે, "હવે તું ફરી સંસારના ઝગડામાં પડીશ નહિ. હું તને દીક્ષા આપીશ. તું બ્રહ્મચર્યવ્રત ધારણ કરી આ આશ્રમમાં રહેજે" ભાગીરથીએ તેની આ વાત માન્ય રાખી હતી.

ભાગીરથી આટલા બધા દિવસ આશ્રમમાં હતી, છતાં આત્માનંદ સાથે જરૂર વગર કોઈ પણ પ્રકારનું બોલવું કે અન્ય વિષયની વાતચીત થઈ ન હતી. હવે જ્યારે ભાગીરથી સારી થઈ, ત્યારે એક દિવસે તેણે તેની હકિકત પુછી. ભાગીરથીએ અતિ કાતર મુદ્રાએ કહ્યું, "સ્વામીજી! મારો પૂર્વપરિચય કંઈ છે નહિ. આપે મને નૂતન જીવન આપ્યું છે, તો હવે કૃપા કરી મારી પૂર્વની હકિકત પુછતા ના."

આત્માનંદે પ્રત્યુત્તર આપ્યો:-"શું માત્ર ઈચ્છા કરવાથી પૂર્વની હકિકત ભૂલી શકાય છે? સ્વામીજી પાસેથી મેં સાંભળ્યું છે કે તમે ગંગાજીમાં ડુબી મરવા ગયાં હતાં. તમને એવું શું દુઃખ હતું કે જેને માટે પ્રાણત્યાગ કરવા ઉદ્યત થયાં?"

"સ્વામીજી, તમે તે નહિ સમજો." ભાગીએ પ્રત્યુત્તર આપ્યો, "આપ ત્યાગી છો. એ બધી વાત સાંભળવી, એ આપનું કામ નથી."

આત્માનંદ દીનની માફક ચુપ થઈ ગયો. ત્યાર પછી એક

દિવસે બપોરે ભાગીરથી તેની કુટિરના બારણા આગળ બેઠી હતી. તે હવે તદ્દન હરતી ફરતી થઈ ગઇ હતી. આ સમયે આત્માનંદ ત્યાં આવી લાગ્યો. તે એક આસન લઈ ભાગીરથીની સ્હામે બેઠો. પ્રથમ નાના પ્રકારની વાતો થઇ, પછી આત્માનંદે પુછ્યું;-"હવે તમે તદ્દન આરોગ્ય થઈ ગયાં છો. હવે તમારે શું કરવાનો વિચાર છે ?"

ભાગીરથીએ કહ્યું;-"હું મોટા સ્વામીજી પાસે દીક્ષા ગ્રહણ કરી આ આશ્રમમાં રહીશ."

આત્માનંદ ક્ષણ વાર ચુપ રહ્યો. તે જાણે કંઈ વિચાર કરતો હોય એમ મૂગો બેસી રહ્યો. પછી પુછ્યું, "આ વિચાર તમે પોતે કર્યો છે કે કોઈ બીજાની સલાહથી કર્યો છે ?"

ભાગીરથીએ કહ્યું:—"મોટા સ્વામીજીએજ મને એવો ઉપદેશ આપ્યો છે."

આત્માનંદે ધીમે સ્વરે, અંતરની ઉંડાણમાંથી જાણે બોલતો હોય, તે પ્રમાણે કહ્યું:-"ભાગીરથી! આજ એક માસ ઉપર કેટલાક દિવસો થયાં હું તારી સેવા કરતો આવ્યો છું. તારો જીવ બચાવવાને, તારા પ્રાણની રક્ષા માટે રાત દિવસ કાઢ્યાં છે. હું તને સલાહ આપું, તે તું માનીશ ? હું તને કોઇ પ્રકારની નઠારી સલાહ, અહિતકર સલાહ, આપવા ઇચ્છતો નથી. તારા ભલાને ખાતર, તારા હિતની ખાતર, તારૂં મંગળ થાય એની ખાતર હું કહું છું કે તું આ આશ્રમમાં રહેતી નહિ. આ સ્થાન સારૂં નથી; એટલામાં જે સમજવું હોય તે સમજી જા."

"આ સ્થાન સારૂં નથી ? શું કહો છો ?" આશ્ચર્યચકિત

મુદ્રાએ ભાગીરથીએ કહ્યું અને ફરી જરા રૂઆબથી બોલી; "જો આ સ્થાન સારૂં નથી, તો તમે તો સારા માણસ છો ને? તમે અહીં કયેમ રહો છો, હેં સ્વામીજી?"

"મારી અને તારી વાત જૂદી છે." આત્માનંદે કહ્યું; "વળી બીજું એ પણ છે કે અત્યાર સુધી મને આ હકીકત માલમ ન હતી. રાત દિન અભ્યાસમાંજ હું મગ્ન રહેતો હતો. બીજી બાબતમાં મારૂં ઝાઝું લક્ષ ન હતું. કોણ શું કરે છે અને શું નહિ, તે જોવાની કે તેનું અનુસંધાન કરવાની મને જરૂર ન હતી. એ ખણખોતરને માટે મને સમય પણ ન હતો અને મારી પ્રવૃત્તિ પણ તે દિશામાં ન હતી. પરંતુ, હમણાં મને આ આશ્રમની કેટલીક હકીકત માલમ પડી છે. તું જો આ આશ્રમમાં ન હોત તો હું ક્યારનોએ અહીંથી ચાલી ગયો હોત. એક દિવસને માટે પણ અહીં રહેત નહિ."

ભાગીરથીએ કહ્યું;–"સાંભળ્યું છે કે મહારાજ, તમે પાંચ સાત વર્ષથી અહીં રહો છો. એટલા બધા લાંબા સમયમાં તમને સંદેહ ન પડયો ને કંઈ ખબર પણ ન પડી?"

આત્માનંદે મંદ સ્વરે કહ્યું:–"કહ્યું તો ખરૂં કે હું બીજી બાબતમાં ઝાઝું મન પરોવતો નહિ. હમણાં હમણાં જે જાણી શકયો છું તે સર્વ સ્પષ્ટ રીતે કહી શકતો નથી. ગુરૂનિંદા કરવી, એ મારૂં કામ નથી. ચુપચાપ અહીંથી ચાલ્યો ગયો હોત; પરંતુ, હવે હું તેમ કરી શકતો નથી. આજ એક માસ થયાં તારી ચાકરી કરી, તને સાજી કરી. હવે જો હું તને અહીં છોડીને જાઉં અને તું સ્વામીજીના ફાંદામાં પડી, તારા ધર્મને વિસર્જન કરે એ હું કયેમ જોઇ શકું કે સહન

કરી શકું? એથી તને ચેતાવવી, તને સાવધાન કરવી, એ મારૂં કર્તવ્ય છે, એમ મને લાગ્યું."

"મહારાજ! તમારી વાત મારી કંઈજ સમજમાં આવતી નથી." ભાગીરથીએ જવાબ આપ્યો, "જે સ્વામીજીએ મને ગંગાના પ્રવાહના ઉંડાણમાંથી બચાવી, જેણે મને આશ્રય આપી મારી રક્ષા કરી, જે મને પોતાની કન્યા સમાન ગણે છેઃ જેણે મને બ્રહ્મચારિણી થઇ આ આશ્રમમાં રહેવાનો ઉપદેશ આપ્યો છેઃ તેને આમ કરવામાં દુષ્ટ હેતુ છે એમ તેના વ્યવહારમાં મને જરા પણ જણાતું નથી."

"તે સમજવાને હજી વાર છે." આત્માનંદે કહ્યું. "અમારા સંન્યાસીઓમાં કેટલાક ચોર છે, કેટલાક અસાધુ છે, કેટલાક લંપટ છે, જે બીજી તકની રાહ જોઇને બેઠા હોય છે, તે તું શી રીતે જાણી શકે? વળી જેઓની અત્યારે પ્રખ્યાત સ્વામીમાં ગણત્રી થાય છેઃ જેઓ સ્વામી, પરમહંસ, સરસ્વતી વિગેરે નામથી જાહેરમાં દશ જણ પર પ્રભુત્વ ભોગવે છેઃ જેઓની પાસે સારા નાણાં પણ છેઃ પરમ સાધુ જીતેંદ્રિય, પવિત્રચરિત્ર, મહાત્મા તરીકે જેમની ખ્યાતિ છેઃ એમાંના કેટલાક આ કાશીમાં છુપી રીતે જે લીલા કરે છે, તે જાણવું શું સ્હેલ છે? અમારો આ આશ્રમ પણ તેવાજ પ્રકારનો છે. તું એ ખૂબ યાદ રાખજે કે જે બ્હારથી ભારે આડંબર દેખાડે છે, ભક્તિપણાનો ઢોળ કરે છે, ધર્મનો ખાલી દેખાવ ધારણ કરે છે, તેઓ અંતરમાં સડેલા હોય છે. તેમને અંતઃકરણ હોતું નથી. તે પોતાનો મોભો ટકાવી રાખવા, પોતાની બદદાનતને સિદ્ધ કરવા, બાહ્યાડંબર રાખે છે.

એ બાહ્યાડંબર જોઇ ભૂલતી ના. એ સર્વ બ્હાર દેખાડવાનું છે. ભીતરમાં છે તે તો ભગવાનજ જાણે."

થોડીવાર ચુપ રહી ભાગીએ પુછ્યું;–"તો તમે શું સલાહ આપો છો, મહારાજ?"

આત્માનંદે કહ્યું:–"તારે અહીંથી ચાલી જવું, એજ ઉત્તમ છે. તારે માટે સ્વામીજીએ પોતાની દુષ્ટ મતલબ સાધવા, જે યુક્તિ રચી છે, તે તને જણાવી, મારી જીભ કલુષિત કરવા માંગતો નથી. એટલું ખાત્રીથી માનજે કે બ્હેન! તું ભારે વિપદ્‌માં છું. તારા સંબંધમાં હું કંઈ વિશેષ જાણતો નથી, છતાં, સ્વામીજી પાસે એમ સાંભળ્યું છે કે તેં અનેક વિપત્તિઓ વેઠી છે; અનેક તરેહનાં કષ્ટ સહન કર્યાં છે અને આ સર્વમાં તું સહિસલામત પાર પડી છે. તારો બચાવ થયો છે, તેનું કારણ એ કે તું જેઓના હાથમાં સપડાઇ હતી તે અમારા જેવા સન્યાસીઓ ન હતા. તેઓ અમારી માફક ગૈરિક વસ્ત્રધારી, ભસ્મત્રિપુંડ ધારણ કરવાવાળા, જટાભારમાં તેઓની ખરાબ વાસના ગોપન કરી રાખવામાં અભ્યસ્ત ન હતા. બ્હેન! તું બદમાશોના હાથમાંથી છટકી બચી જઈ શકી છું; પરંતુ, સાધુના હાથમાંથી એમ છટકવું એ સહેલ નથી. તે ધર્મની મીઠી મીઠી વાત કરી તને એવી તો લોભાવશે કે તું તેના હાથમાં પુતળાંની માફક નાચીશ. એજ જોને, કે તું જે સ્વામીજી પર એટલી શ્રદ્ધા ભક્તિ રાખે છે તેનો અર્થ શો? તેણે તારા પર પોતાની ભુરકી નાંખી છે. તને ભુલાવામાં નાંખી છે. તેથીજ કહું છું કે જો તું તારી આબ્રુ બચાવવા ચાહતી હો, તું તારૂં રક્ષણ ઇચ્છતી હો તો આ આશ્રમ છોડી બીજે કંઇ ચાલી જા."

ભાગીરથી કોઇ પણ પ્રકારની ચંચળતા બતાવ્યા વગર બોલી;-
"ક્યાં જાઉં ?"

"તારે જો જવાની ઇચ્છા હોય તો," આત્માનંદે કહ્યું;-"હું તને એક સારે ઠેકાણે રાખી આવું."

ભાગીરથીએ દ્રઢ સ્વરે કહ્યું:-"સ્વામીજી પર તમે જે દોષ મૂકો છો; તમે તેમને જેવા લેખો છો, તેવા તમે નથી એનું પ્રમાણ શું ? જો સ્વામીજીજ મારૂં સર્વ સત્યાનાશ કરવા તત્પર થયા છે, તો તમે મને અહીંથી અન્યત્ર લઈ જઇ પછી મારૂં સર્વસ્વ નાશ નહિ કરો, એની ખાત્રી શી ? નહિ, નહિ સ્વામીજી, તમે મારે મ્હોંએ એવી વાત ન લાવો. તમે ગમે તેટલું કહેશો તોએ મારી સ્વામીજી પર શ્રદ્ધા ઓછી થશે નહિ; પણ એથી ઉલ્ટું, તમે કે જેણે મને મોતના ઘરમાંથી પાછી આણી છે, તેના પરજ અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અશ્રદ્ધા શાની ? કહેવા દો કે મને તમારા પર સંદેહ આવે છે. માફ કરો બાબાજી ! અનેક ઠોકરો ખાઈને હું એવી રીઢી થઈ છું, કે હું કોઈના કહેવા પર વિશ્વાસ કરતી નથી. સઘળાને હું સંદેહની નજરથી જોઉં છું. તમે તમારે માર્ગે જાઓ. મારી સાથે ફરીથી આ વિષયની વાત કરતા ના. હું તો અહીંજ રહીશ. મારા નસિબમાં જે લખ્યું હશે તે થશે; તેને માટે તમારે ફિકર કરવાનું કારણ નથી. ભગવાન શ્રી કાશીવિશ્વેશ્વરનાથ મારી રક્ષા કરશે. હું મનુષ્યની સહાય કદિ ઇચ્છતી નથી. એમ કરવા જતાં મને એક નહિ પણ અનેક ઠોકરો લાગી છે. મને પૂરતી શિખામણ મળી છે."

આત્માનંદે કહ્યું:—

"તો ઠીક જેવી તારી મરજી. મેં મારૂં કર્તવ્ય કર્યું. તારે તે પ્રમાણે ચાલવું કે નહિ એ તારી મરજીની વાત. આજ એ કહેવાનું કારણ એટલુંજ કે હું હવે અહીં રહેવાનો નથી. આ આશ્રમ છોડી ચાલી જઈશ. અત્યાર પૂર્વેજ હું ચાલી ગયો હોત, પરંતુ, બ્હેન! તને સારી કરવા માટે હું અહીં રહ્યો હતો. મોટા સ્વામીજી એ મારા મંત્રગુરૂ નથી, તેઓ મારા શિક્ષાગુરૂ છે. હું તેમની પાસે વેદાંત શિખવા આવ્યો હતો; પરંતુ થોડા વર્ષ પૂર્વે તેમનું જે ચરિત્ર મારા જાણવામાં આવ્યું તે પરથી, તેમની પાસે વેદાંત શિખવાની મારી ઇચ્છા નથી. આજ એક મહિનો થયાં—તું જ્યારથી અહીં આવી ત્યારથી—હું તેમની પાસે વેદાંતનો પાઠ ગ્રહણ કરતો નથી અને શિખવાની ઈચ્છા પણ નથી. જતાં જતાં હું એક વાત કહેતો જઉં છું. હું હરિદ્વારમાં મારા ગુરૂજી પાસે જઉં છું. તને મારા પર સંદેહ આવે છે, તેથી મને ખોટું લાગતું નથી; કારણ કે, માણસો પર વિશ્વાસ રાખી તેમાં તું છેતરાઇ છે; છતાં, હું એટલું કહું છું કે જો તું કોઇ પણ પ્રકારની વિપત્તિમાં આવી પડે, તો જયપુરના છત્રમાં જઈ હરિહરાનંદ બ્રહ્મચારીનું નામ પુછજે, તેઓ તને હરિદ્વાર મોકલી આપશે. ત્યાં મારા ગુરૂના આશ્રમમાં તું પરમ શાંતિ અનુભવીશ."

એટલું કહી ભાગીરથીના જવાબની રાહ જોયા વગર આત્માનંદ ઉઠી ચાલી ગયો. ભાગીરથી બેઠી બેઠી આકાશ પાતાળના વિચાર કરવા લાગી. એ વિચારનો કંઈ અંત છે ખરો?

* * * *

આત્માનંદે જે કહ્યું હતું તે યથાર્થ હતું, તે તો ચાલી ગયા

પણ તેના ચાલી જવા પછી કોણ જાણે શાથી ભાગીના મનમાં ભયનો સંચાર થવા માંડ્યો. આત્માનંદની વાત ખરી હોવી જોઈએ, એમ તેના મનમાં થવા માંડ્યું. તેની પ્રતિતી થવાને માટે વધારે દિવસ તેને રાહ જોવી પડી નહિ. આત્માનંદના ગયા પછી સાત આઠ દિવસે તે તેના કહેવાનો મર્મ સમજી શકી; પરંતુ, હવે આત્માનંદ છે ક્યાં ? તે તો ક્યાંનો ક્યાં ચાલી ગયો છે.

ભાગીરથીની તબિયત હવે સારી થઇ છે. તેનું શરીર પણ સુધરી ગયું છે. તે આશ્રમમાંની એક નિર્જન કુટિરમાં વાસ કરે છે. એક દહાડો સંધ્યા સમયે તે કુટિરના દ્વાર આગળ બેઠી હતી, એટલામાં સ્વામીજી ત્યાં આવી લાગ્યા. ભાગીરથી ઉભી થઇ, સ્વામીજીને પ્રણામ કર્યા, તેમને બેસવાને આસન આપ્યું અને પોતે જમીન પર બેઠી.

સ્વામીજીએ પ્રણામ ગ્રહણ કરતાં કરતાં ભાગીરથીને કુશળ સમાચાર પુછ્યા અને પછી કહ્યું:–" ભાગી! તું ક્યારે મારી પાસેથી મંત્ર ગ્રહણ કરીશ ?"

ભાગીરથીએ કહ્યું,–" મેં તો ક્યારનોએ મંત્રગ્રહણ કર્યો છે."

" મંત્ર લીધો છે ? ક્યારે ? કોની પાસે ?" સ્વામીજીએ કહ્યું.

" ભગવાન શ્રી વિશ્વનાથે પોતે મને મંત્ર આપ્યો છે. હું તેમના આપેલા મંત્રનો જપ કરૂં છું. મારે બીજા મંત્રની જરૂર નથી." ભાગીરથીએ પ્રત્યુત્તર આપ્યો.

સ્વામીજીએ કહ્યું:–" આડી અવળી વાત જવા દે. એથી લાભ શું ? એનું નામ મંત્રગ્રહણ નહિ. સાધુ સન્યાસીને ગુરૂપદે પસંદ

ફરી, તેની પાસેથી મંત્રગ્રહણુ કરવો જોઇએ; તોજ સાધના સફળ થાય."

"મંત્રગ્રહણુ ન કર્યો હોય તો, તે કરવા માટે શા શાં અનુષ્ઠાન કરવાં પડે, તે તો પ્રથમ કહો. એ કહો તો હું જાણું કે હું મંત્ર ગ્રહણુને માટે લાયક થઇ છું કે નહિ?" ભાગીએ પુછ્યું.

સ્વામીજીએ અમ્લાન વદને કહ્યું:–"ભાગીરથી તને ખબર નથી કે સ્ત્રીઓ એકલી સાધનાના માર્ગે જઇ શકતી નથી. એકાદ સાધુ પુરૂષનો આશ્રય લઈ તેમને સાધનાના પંથે અગ્રસર થવું પડે છે."

"મહારાજ! આપના કહેવાનું તાત્પર્ય હું સમજી શકતી નથી."

સ્વામીજીએ કહ્યું:—"એ માર્ગે જવાને માટે એક જણુને— એકાદ સાધુને સ્વામીપદે સ્થિત કરી લેવો પડે છે."

ભાગીરથી બેઠી હતી તે એકદમ ઉભી થઈ અને દ્રઢ સ્વરે બોલી:–"હં: ત્યારે આત્માનંદજી કહેતા હતા તે ખરી વાત છે."

સ્વામીજીએ પૂછ્યુ:–"તે શું કહેતો હતો?"

ભાગીરથી ક્રોધથી રાતી પીળી થઈ ગઈ હતી: તેની આંખ્યો-માંથી અગ્નિના તણખા ઝરતા હોય તેમ જણાતું હતું: તેનું શરીર ધ્રુજતું હતું: તેને શું કહેવું અને શું ન કહેવું, તેનું ભાન રહ્યું નહિ. તેના મ્હોંમાંથી આપોઆપ નીકળી પડ્યું કે,–"તેણે કહ્યું હતું કે તમે ઘોર નરપિશાચ છો, તમે લંપટ છો, તમે એક ઠગ સાધુ છો. સાધુના વેષમાં શયતાન છો. તમે ચાંડાલથી પણુ અધમ–નીચ છો. તમે——"

સ્વામીજી તેને આગળ ન બોલવા દેતાં ઉત્તેજીત સ્વરે ગર્જી ઉઠ્યા:—"ખબરદાર! તું કોની સાથે વાત કરે છે, એ જાણે છે?"



એ જોગણ! જો, આ તારો આશ્રમ છોડી ચલી. પૃ. ૧૮૫.

"હા હું જાણું છું. હું સારી રીતે જાણું છું કે હું એક સાધુવેષધારી શયતાનની સાથે, એક લંપટની સાથે, એક નીચ અધમની સાથે વાત કરૂં છું. ખબરદાર, જો એક ડગલું આગળ વધ્યા તો, તમારી——"

ભાગીરથી એટલેથી અટકી પડી. તેનાથી આગળ બોલાયું નહિ. ક્રોધે તેની બોલવાની શકિત હરણ કરી લીધી હતીઃ તેના હોઠ ફફડતા હતાઃ તેનું શરીર પાંદડાની માફક ધ્રુજતું હતું; તે એમને એમ કાંપતી કાંપતી ઉભી હતી. સ્વામીજીને પણ શું થયું કે તે પણ પુતળાંની માફક બેસી રહ્યો. આસન પરથી ઉઠી ભાગીરથીના પર આક્રમણ કરવાની કે તેને જવાબ આપવાની હિંમત થઈ નહિ. તે ભાગીરથીની સ્હામું એક ટશે જોઇ રહ્યો.

થોડીવારમાં આત્મસંવરણ કરી ભાગીરથી બોલીઃ—

"એ જોગટા! જો આ તારો આશ્રમ છોડી ચાલીઃ તારામાં તાકત હોય તો અટકાવ તો ખરો" એટલું કહી તે આશ્રમમાંથી ચાલી નીકળી. સ્વામી તેના તરફ જોતો જોતો ત્યાંને ત્યાં બેસી રહ્યો.

ભાગીરથી આશ્રમની બ્હાર નીકળી ગઈ, ત્યાર પછી તેને જણાયું કે જે શકિતના જોરે તે આશ્રમની બ્હાર આવી હતી તે જોર, તે શક્તિ–તે તેજ ઉડી ગયું છે, રોગશય્યાપરથી ઉઠયા પછી તે ભાગ્યેજ બ્હાર નીકળી હતી. તેમાં વળી આવા પ્રકારની ઉત્તેજનાથી તેનું શરીર ઢીલુંઢચ થઈ ગયું. તેની આંખ્યે અંધારાં આવ્યાં, તેને ચક્કર આવવા માંડયાં. "ઓ માડીરે" કહી તે મૂર્છા ખાઈ રસ્તા પર પડી.

ત્રણ દિવસ પછી જ્યારે તેને જરા શુદ્ધિ આવી ત્યારે તેણે ધીમે ધીમે આંખ્ય ઉઘાડી જોયું તો તેની પાસે કોઇ બેઠેલું છે. તે પ્રથમ તો ઓળખી શકી નહિ. ધીરે ધીરે ચક્ષુ બંધ કર્યાં. ફરી ઉઘાડી જોયું. આ વખતે તે ઓળખી શકી કે—એ તો **માકુ** મામા અને મોટી માસી છે. તે મોટેથી બોલી ઉઠી. "કોણ? મોટી માસી!" પછી પાછી બેશુદ્ધ થઈ પડી.

## ૨૯.

**માકાભાઈ** તેની મોટી બ્હેનને લઇ તીર્થયાત્રા કરવા નીકળ્યો હતો.

**ભાગીરથીના** નાશી જવા પછી તેના સ્વભાવમાં ઘણો ફેર પડયો હતો; તેણે પહેલાંની કુટેવો છોડી દીધી હતી. ઘરમાંની કોન્સર્ટ-પાર્ટીને તિલાંજલી આપી દીધી હતી. તે સમયે તેના જે દોસ્તદારો હતા, તેમની સાથે માત્ર હવે લટક સલામ રાખી છે. તેમની સાથે બીજી વાતચીત કે બેસવા ઉઠવાનું હવે રહ્યું નથી. તેના આ ફેરફારને લીધે તેની મોટી બ્હેનને ઘણો આનંદ થયો છે, એ કહેવાની જરૂર નથી.

**હીરાલાલે માકાભાઇને** માટે પંદર રૂપીઆના પગારની નોકરી શોધી કાઢી હતી; પરંતુ, **માકાભાઇએ** તે નોકરી લીધી નહિ. તેમણે પોતાની મોટી બ્હેન જોડે એ બાબતનો વિચાર કરી, સ્વતંત્ર દુકાન કાઢવાનો વિચાર કર્યો. તેની મોટી બ્હેને તેને દુકાન કાઢવા જેટલા નાણાં આપ્યાં અને **માકાભાઇએ** ઠાકુરદ્વાર આગળ ટ્રામના રસ્તાપર સ્ટેશનરીની અને પુસ્તકો વેચવાની દુકાન કાઢી. જ્યાંથી સ્ટેશનરી સામાન સસ્તો મળે ત્યાંથી લાવી તે દુકાનમાં રાખતો અને કમીશનપર પુસ્તકો વેચતો.

આમ કરતાં કરતાં દુકાન સારી જામી ગઈ. ગીરગામની શાળાઓમાં લગભગ તેની દુકાનેથીજ માલ ખપતો. દુકાનમાં મોટે ભાગે તે શાળોપયોગી પુસ્તકો રાખતો હતો. ઉધાર માલ કદિ કોઇને પણ આપતો નહિ; કે નાણું કોઇને ઉછીનાં ધીરતો નહિ. જો કોઈ માગે તો કહેતો કે "પૈસા જોઈએ તો ઘેર આવી ઉછીના લઈ જાઓ, પણ દુકાને તે નહિ મળે, અહિં વેપાર કરવા આવ્યો છું; ધીરધાર કરવા આવ્યો નથી."

દુકાન રહેતે રહેતે સારી જામી ગઈ અને સારી પેદાશ પણ થવા લાગી. માકુભાઈ રોજનું વેચાણ થાય તેનો હિસાબ કરી રોજને રોજ પૈસા તેની મોટી બ્હેનને આપતો હતો અને તેની રજા સિવાય એક પણ પૈસો ખર્ચતો નહિ.

તેની મોટી બ્હેનને એમ થતું હતું કે માકુનાં લગ્ન થાય તો સારૂં; પરંતુ, માકુને પોતાને આ વાત પસંદ ન હતી. જ્યારે તે તેની આગળ લગ્નની વાત કાઢતી ત્યારે તે કહેતો હતો કે, "મોટી બ્હેન! મારે લગ્ન કરવાં નથી. મારા મનમાંથી હજી એ વાત જતી નથી. અને એ વાત ભુલાય નહિ ત્યાં સુધી આ જન્મમાં તો મારે લગ્ન કરવું નથી. મારાપર પરમેશ્વરનો શ્રાપ છે. તું શું નથી જાણતી કે મારા બુદ્ધિદોષને લીધે મારીજ ભૂલ્યને લીધે, ભાગીરથીએ એવું કર્યું અને ભાગી ગઈ, એ વાત મને વિસારે પડતી નથી. જ્યારે હું એકલો પડું છું, ત્યારે એની એ વાત મારા મનમાં આવે છે. જો મેં ઘરમાં છોકરાઓનો અડ્ડો ન જમાવ્યો હોત, ગાનતાનની કોન્સર્ટ પાર્ટીઓ ન કરી હોત, તો એવું કામ કરત ખરી? મોટી બ્હેન, મને નાહક પરણવાની માથાફોડ ન

કર. જ્યારે હું ભાગીરથીની વાત ભૂલી જઈશ: જ્યારે મને મારા અપરાધની વાત સદાને માટે વિસારે પડશે: મારા એ પાપનું પ્રાયશ્ચિત કરીશ: ત્યારે ઘર સંસારમાં જોડાઈશ. જો તેમ નહિ થાય તો થોડા સમય પછી આપણે એ ભાઇ બ્હેન કાશી જઇ રહીશું." તેનું આવા પ્રકારનું બોલવું સાંભળી તેની બ્હેન ચુપ થઈ જતી. માકુભાઈનું હૃદય એટલું બધું ઉન્નત જોઈ તેની બ્હેનને અતુલ હર્ષ થતો.

આ પ્રમાણે લગભગ એક વર્ષ જેટલો કાળ વહી ગયો. એક દિવસે માકુભાઇને તેની મોટી બ્હેને કહ્યું;–"માકુ મને એમ થાય છે કે એકવાર હું જાત્રાએ જઇ આવું. આટલા દિવસ તો હું તને કંઈ કહેતી ન હતી પણ હવે તું ઇશ્વિરની કૃપાથી બે પૈસા કમાય છે. ભગવતીની મહેરથી દુકાન પણ ઠીક ચાલે છે, તો હું જાત્રાએ જાઉં એમ મને થાય છે, માટે તારો શો વિચાર છે તે કહે."

માકુભાઇએ કહ્યું:–"મોટી બ્હેન? તું શું એમ જાણે છે કે મને પણ એવો વિચાર થતો નથી? હજી સુધી તારે માટે મેં કંઇ કર્યું નથી. જો હું તને જાત્રા કરાવું તો એટલેએ મને સંતોષ થાય કે બ્હેનને માટે વધારે નહિ તો નહિ, એટલું તો કર્યું; પણ વાત એમ છે કે તને હું એકલી તો જવા દઉં નહિ. તું જાય તો પછી મારૂં શું થાય? મારી તરફ કોણ જુએ? હું જે આટલું કરૂં છું, સારી રીતે ચાલું છું, દુકાન નભાવું છું, એ બધું તારી હિંમતથી. તું ન હોય તો કોઈ વખત કોણ જાણે હું કયાં તણાઇ જઉં? તું હાલ તુરત એ વાત માંડી વાળ. એકાદ મહિનામાં હું દુકાનમાં કોઈ મદદ કરનાર માણસ શોધી કાઢીશ. હું સારા માણસની શોધમાં છું. જો

તેવો સારો માણસ મળી ગયો તો દુકાનનો ભાર તેને સોંપી, આપણે મહિનો બે મહિના જાત્રા કરી આવીશું. તું એકાદ મહિનો સબુર કર. માણસ તો મળ્યા જેવો છે."

એક મહિના પછી એક વિશ્વાસુ માણસને દુકાન સોંપી માકુભાઈ તેની બ્હેનને લઈ જાત્રા કરવા નીકળ્યો. તેઓ મથુરાં વૃંદાવન ફરી સીધાં કાશી ગયાં.

તેઓ જે દિવસે કાશી પહોચ્યાં હતાં, તે દિવસે સંધ્યાકાળે માકુ તેની મોટી બ્હેનને શ્રી વિશ્વનાથની આરતીનાં દર્શન કરવા લઈ ગયો. તેઓ દર્શન કરી શહેરમાં ફરતાં ફરતાં ઘેર આવતાં હતાં. થોડુંક આગળ ગયાં ત્યાં અંધારામાં રસ્તાપર એક સ્ત્રીને પડેલી જોઇ માકુ તેની પાસે ગયો અને શું છે, તે જોઈ તેની બ્હેનને કહ્યું-"મોટી? આ કોઈ બાઈ અહીં પડી ગઇ હોય એમ લાગે છે."

મોટી બ્હેને કહ્યું:-"જો કોણ છે. જીવતું છે કે મુએલું? તેની નાડ જો તો?"

માકુએ તેના શરીર પર હાથ ફેરવી, હાથની નાડ પકડી કહ્યું, "મોટી! શરીર તો ગરમ છે. નાડી ચાલે છે. મને લાગે છે કે કોઇ મુર્ચ્છના ખાઇ પડ્યું છે."

"અંધકારમાં શું જણાય?" મોટી બ્હેને કહ્યું:-"માકુ, દિવાસળી સળગાવ અને જો કે તેને શું થયું છે."

માકાભાઇએ ખિસ્સામાંથી દિવાસળીની પેટી કાઢી અને તેમાંથી એક દિવાસળી સળગાવી તે રમણીના મ્હોં આગળ ધરી જોયું. જોતાંની વાર તે ચોંકયો. ચોંકતાંની વાર દિવાસળી હાથમાંથી પડી હોલવાઇ ગઇ.

તે હાથ પહોળા કરી અવાક્ ઉભો રહ્યો. તેને પોતાની સ્થિતિનું અને સ્થાનનું ભાન રહ્યું નહિ. તે દિઙ્મૂઢ બની ગયો.

તેની આવી સ્થિતિ જોઈ મોટી બ્હેને કહ્યું, " કયેમરે માકુ! તું આમ આભો કયેમ બની ગયો? આમ કયેમ કરે છે? છે શું?"

માકુભાઈએ પોતાના વિખરાયલા વિચારને એકત્ર કરી શુદ્ધિમાં આવી કહ્યું:–" મોટી, આ તો આપણી ભાગીરથી છે."

" ભાગી! આપણી ભાગીરથી! માકુ તું શું કહે છે?"

એટલું કહેતાંનીવાર મોટી બ્હેન તે મૂર્ચ્છિત સ્ત્રી પાસે બેસી ગઈ. માકુભાઈએ તરતજ બીજી દિવાસળી સળગાવી તે સ્ત્રીના મ્હોં આગળ ધરી. તેના મુખ તરફ કેટલીકવાર જોઈ રહ્યા પછી બચલી બ્હેન બોલી:–" ખરેખર એ તો એ—આપણી ભાગી." એટલું કહી તેણે તેનું માથું ખોળામાં મુકયું અને છેડાવતી પવન નાંખવા લાગી અને બોલી:–" માકુ જો તો ખરો? અહીં આટલામાં કોઈ ગાડી હોય તો ભાડે કરી લે. ભાડાના સ્હામું જોઇશ નહિ. જલ્દી કર. અહીં કંઇ પાણી મળે એમ છે?"

એટલામાં ભાગીરથી જરા શુદ્ધિમાં આવી. તેણે આંખ્ય ઉઘાડી અને પાછી તરતરજ મીંચી દીધી. આ વાત અમે અગાઉ જણાવી ગયા છીએ. ભાગીની આવી અવસ્થા જોઈ, તેમના મનમાં આશાનો સંચાર થયો.

માકુએ કહ્યું:–" મોટી બ્હેન! પાણી હમણાં રહેવા દે. અહીં કયાં મળશે? આપણે ગાડી કરી, જલ્દી તેને ઘેર લઈ જઇએ. ત્યાં ગયા પછી જે ઉપાય કરવા હશે તે કરીશું." એટલું કહી તે ગાડી લેવા દોડયો.

જરા આગળ ગયો એટલામાં સ્હામેથી ગાડી આવતી જણાઈ. તરતજ ગાડીવાળાને હાક મારી. ગાડીવાળો આવ્યો અને ક્યાં જવું છે તે પુછ્યું. માકુએ કહ્યું:–'જ્ઞાનવાપી' પાસે. ભાડું કહીશ તે આપીશ."

એટલું કહી માકુએ અને તેની મોટી વ્હેને બન્નેએ મળી ભાગીરથીને ગાડીમાં સુવાડી. હજી સુધી તે બેશુદ્ધજ હતી.

ગાડી થોડીવારમાં તેઓ ઉતર્યાં હતાં ત્યાં આવી પહોંચી. માકુભાઇએ ગાડીવાળાને ભાડું ચુકવી આપ્યું. બન્ને મળી ભાગીરથીને ઘરમાં લઈ ગયાં અને તેને એક બિછાના પર સુવાડી. બાદમાં મોટીબ્હેને ઠંડું પાણી તેની આંખ્યો અને મ્હોં પર છાંટવા માંડ્યું. થોડીવાર પછી ભાગીરથીને ભાન આવ્યું. તે બબલી વ્હેનના ભણી જોઇ રહી પછી કાતર કંઠે બોલી, "કોણ મોટી માસી?" પછી પાછી તે બેભાન થઇ પડી.

માકુભાઈ અને તેની વ્હેન કોઇ ગોરને ઘેર ઉતર્યાં ન હતાં; પરંતુ, એક વૃદ્ધ ગુજરાતી બ્રાહ્મણ મુંબઇમાં રસોઈ કરતો હતો અને નિર્વાહ જેટલા પૈસા મળવાથી તે પોતાની વિધવા વ્હેનને લઇ કાશીવાસ કરવા આવ્યો હતો તેને ત્યાં ઉતર્યાં હતાં. હીરાલાલને અને એને મુંબઇની પિછાન હતી. તે બ્રાહ્મણ વર્ષ દહાડાથી અહીં રહેતો હતો એટલે તે કાશીનો ભોમીઓ હતો. માકુભાઇએ આવી પડેલી આપદાની હકીકત તેને કહી. તેણે કહ્યું;–"તમે મારે ત્યાં ઉતર્યાં છો. શો ભો છે? આ તો તમારૂં ઘર છે. મારી સાથે ચાલો. પાસેજ એક સારો દાકતર રહે છે; તેને બોલાવીએ. તે ઘણો દયાળુ સ્વભાવનો છે. તમારી હકિકત

જાણશે તો વીઝીટ ફી તે નહિ લે, એટલુંજ નહિ, પણ કદાચ દવા-
પણ પૈસા નહિ લે."

માકુભાઇએ કહ્યું;—"વીઝીટના પૈસા આપીશું અને દવા-
પણ આપીશું. એવી મદદની જરૂર નથી." એટલું કહી
વૃદ્ધ બ્રાહ્મણની સાથે દાકતરને ત્યાં ગયો, અને થોડીવારમાં તેને લઇ ઉતાઃ
પર આવ્યો. દાકતરે રોગીની પરીક્ષા કરી કહ્યું, "જોઉં છું તે પરથ
તો એમ લાગે છે, કે આ બાઇ કોઈ ભારે મંદવાડમાંથી ઉઠી છે. કો
પ્રકારનો તેને આઘાત લાગવાથી તેણે મૂર્ચ્છના ખાધી છે. બીજું કં
થયું હોય એમ જણાતું નથી."

માકુભાઇએ કહ્યું:—"તે અમારી બ્હેનની દીકરી છે.
કાશીમાંજ રહે છે. અમે બધાં આજેજ અહીં આવ્યાં છીએ. અ
રસ્તે જતાં હતાં ત્યાં એને આવી અવસ્થામાં રસ્તામાં પડેલી જોઃ
અમારા મનમાં કોઇક હશે. પણ જોયું ત્યારે તો આ–અમારી બ્હેન-
દીકરી જણાઇ. તરત ગાડી કરી ઘેર લઈ આવ્યા અને તમ
દોડતા તેડી આવ્યાં. પહેલાં શું થયું હશે તે અમે જાણતા નથી."

દાકતરે કહ્યું,—"રહેવા દો. તેની કંઈ જરૂર નથી. હમણાં ત
તેને શુદ્ધિમાં આણવી જોઈએ." એટલું કહી તેણે ઐાષધ લખ
આપ્યું અને જતાં જતાં કહ્યું:–"તમે કંઇ ધાસ્તી કરતાં ના. જીવ
જોખમ જેવું નથી. તોપણ મૂર્ચ્છા છે. ઉતરતાં ઉતરતાં રાત પણ લાં
મેં ઐાષધ લખી આપ્યું છે. તેના ભાગ બરાબર વખતે વખતે આપજ
અને શું થાય છે, તે હકિકત સ્હવારમાં વ્હેલા મને જણાવજો. પછ
સ્હવારે જે કરવાનું હશે તે કરીશું." એટલુ કહી દાકતર ગયો.

તે રાત ગઈ. બીજો દિવસ અને રાત પણ ગઈ. દાકતરે ઔષધ બદલી આપ્યાં; ઘણા યત્ન કર્યા, પણ, કંઇ પરિણામ આવ્યું નહિ. ભાગીરથીને ભાન ન આવ્યું. મુડદા જેવી પડી રહી. આથી કરીને બબલી બ્હેન અને માકુ ખાવા પીવાનું છોડી તેની પાસેને પાસે બેસી રહ્યાં. દાકતર જે જે કહે તેતે તેઓ કરતાં, પણ, કંઈ ફળ આવ્યું નહિ. ત્રીજે દિવસે સ્હવારે ભાગીરથીને ચેતનાનો સંચાર થયો. તેણે ધીમેથી આંખ્ય ઉઘાડી. બબલી બ્હેન તે વખતે તેની પાસેજ બેઠેલી હતી. તેણે કહ્યું—"બેટા ? ભાગીરથી કયેમ છે, મા ?"

ભાગીરથીએ જવાબ આપવા પ્રયત્ન કર્યો, પણ, તેનાથી બોલાયું નહિ. માત્ર હોઠ ફફડયા. બબલી બ્હેને કહ્યું. "બેટા ભાગી ?" એટલામાં માકુભાઈ ત્યાં આવ્યો. જોયું તો ભાગીએ આંખ્યો ઉઘાડી છે." તે હર્ષમાં આવી બોલ્યાઃ-"જો, જો, મોટી ? ભાગીની આંખ્યો પલકે છે. ભાગી ? તું આમને ઓળખે છે કે ?" "મોટી બ્હેને કહ્યું; "માકુ ચુપ રહે હમણાં તેને બોલાવવી એ સારૂં નહિ. વળી પાછી બેભાન ન થઇ જાય."

ભાગીરથી ધીમેથી બોલી;—"માસીબા તમે ?" મોટી બ્હેને કહ્યું:—"હા, મા ! હું. તારી માસી...બેટા જો પેલા, તારા માકુ મામા, ઉભા છે ઓળખે છે ?"

ભાગીરથીએ માકુભાઇ તરફ જોયું. તે કંઇ બોલવા ગઇ પણ બોલાયું નહિ. આંખ મીંચાઇ ગઇ. પળવાર પછી પાછી ઉઘાડી બોલી, "માકુ મામા તમે...શી રીતે—"

તેને બોલતાં અટકાવી માકુભાઇએ કહ્યું:-"હમણાં તું બોલીશ ના.

સારી થા, પછી બધી વાત, સાંભળજે. અત્યારે બ્હેન ! તું અશક્ત છે. દાક્તરે ફની તને બોલવા કરવાની ના કહી છે. તું શાંત સુઇ રહે."

ભાગીરથીએ દીર્ઘ નિશ્વાસ નાખી, આંખો ઢાળી દીધી.

૩૦

મોહનને જેલમાંથી છૂટવાનો દિવસ પાસે આવ્યો. દીનેશ આને માટે તૈયારજ હતો. તે બે ત્રણ દિવસનું કામ બીજા વકીલને સોંપી, મોહન જે દિવસે છૂટવાનો હતો, તેને આગલે દિવસે તે મુંબઇ આવી લાગ્યો. ભાગીરથીની માતાને તેડવા જ્યારે તે મુંબઈ ગયો હતો; ત્યાર પછી આજે ફરી તે મુંબઈ ગયો. આ વખતે તે પોતાના સગાને ત્યાં કે ઓળખીતાને ત્યાં ઉતર્યો નહિ; એટલુંજ નહિ, પણ તેણે મુંબઈ જવાનો છું, એ સમાચાર સુદ્ધાં કોઇને જણાવ્યા નહિ. આનું કારણ એ હતું કે તે મોહનને સાથે લઇ ઘેર આવવાનો હતો અને આ વાત બધાને જણાવવી એ ઠીક ન હતું. વળી, મોહનને પણ ઓળખીતા પાળખીતાંની નજરે એકદમ પડવું, એ પણ ઠીક ન હતું; એથી તેણે "સરદાર ગૃહ" માં તાર કરી ત્યાં ઉતરવાની વ્યવસ્થા કરી.

બીજે દિવસે સ્હવારમાં તે થાણાની ટીકીટ લઇ થાણે ગયો અને ત્યાંથી તે જેલના દરવાજા સ્હામે એક ઝાડ નીચે ઉભો રહ્યો; કારણ કે, મોહન થાણાની જેલમાં છે, એ વાતની તેને ખબર હતી. અને તેને અમુક દિવસે સ્હવારના સાત વાગે છોડી મૂકવામાં આવશે એ પણ તે જાણતો હતો. સાત વાગ્યા પછી મોહનને જેલમાંથી છોડી મુકવામાં આવ્યો.

મોહને જેલની ગેટમાંથી બ્હાર નીકળી ચારે તરફ નજર કરી. આજ અરાઢ મહિના પછી તેને તેની સ્વતંત્રતા મળી હતી. જેવો તે જેલમાંથી નીકળી આગળ વધવા લાગ્યો તેવોજ દીનેશ તેને આવી ભેટી પડયો. મોહનને કંઈ બોલવાની પણ શક્તિ ન હતી. તે દીનેશના અંગમાં લપટાઇ બાળકની માફક રડવા લાગ્યો. દીનેશની આંખ્યોમાં પણ ઝળઝળીયાં આવ્યાં.

બે ત્રણ મીનીટ આ પ્રમાણે ગઈ. કોઇ કોઈના મુખમાંથી શબ્દ નીકળે નહિ. બન્ને મુગાજ રહ્યા. જે દેશમાં ભાઈ, ભાઈના સ્હામું જોતો નથી કે તે તેની ખબર સુદ્ધાં લેતો નથી; જો કોઇ આપત્તિ આવી હોય તો તેના તરફ નજર પણ કરતો નથી, ત્યાં આ મિત્ર સ્નેહ-બંધુ પ્રીતિનું દસ્ય જોવા જેવું ખરૂં; પરંતુ, થાણાની જેલની બ્હાર એક ઝાડ તળે આ દસ્યને કોઇએ જોયું કે નહિ તે જાણુના નથી.—પણ હા, એક જણે તે દસ્ય જોયું--નિશ્ચય જોયું! તેની માંગલિક દૃષ્ટિ આ દેખાવ પર જરૂર પડી. તેનો શુભાશીર્વાદ આ બે મનુષ્યો પર અમિધારા માફક વર્ષાવા લાગ્યો.

તેઓ બન્ને જણુ આ પ્રમાણે આલિંગનલગ્ન કેટલીક વાર રહેત, પરંતુ એટલામાં રેલગાડીની વ્હીસલ સંભળાઇ અને જાણે ઉંઘ-માંથી ચોંકી ઉઠયો હોય તેમ દીનેશ બોલ્યોઃ—"અરે! આપણે તો ગાડીમાં જવું છે ને?"

મોહને પુછ્યું:—"દીનેશ તું ક્યારે મુંબઇ આવ્યો?"

"હું કાલ્યે આવ્યો અને આજ તને લઇ આપણે સુરત જઇશું."

મોહને પુછ્યું:—" પણ હમણાં આપણે ક્યાં જઇશું."

" ક્યાં કેમ?" દીનેશે જવાબ આપ્યો, " હું જ્યાં ઉતર્યો છું ત્યાં. હું ઉતર્યો છું ત્યાં આવતાં તને સંકોચ થાય છે? ભાઇ હું કોઇને ઘેર ઉતર્યો નથી. હું તો 'સરદાર ગૃહ'માં ઉતર્યો છું. આપણે હમણાં ત્યાં જઈશું અને રાતની ગાડીમાં બેસી સુરત જઇશું."

મોહન કંઈ પણ બોલ્યા કર્યા વગર દીનેશની સાથે ચાલવા લાગ્યો. તેઓ બન્ને જણ સ્ટેશન પર આવ્યા. દીનેશે બોરી બંદરની બે ટીકીટો કઢાવી. લોકલ ગાડીને આવતાં પાંચેક મીનીટની વાર હતી. તેઓ સ્ટેશન પર એક બેંચ પર બેઠા. હવે મોહનનામાં કંઇક જીવ આવ્યો. તેણે દીનેશને પુછ્યું:—" ભાઈ ઘરમાં બધાં ખૂશીમાં છે ને? ભાગી કેમ છે?"

દીનેશ આ સવાલની અપેક્ષાજ કરતો હતો. તેણે લેશ પણ અચકાયા વગર કહ્યું;–" હા, બધાં સારાં છે. તારી સ્ત્રી પણ સારી પેડે છે."

મોહને કહ્યું:–" ભાઈ! તેં જે ઉપકાર કર્યો છે તેની કૃતજ્ઞતા શી રીતે જણાવું? ભાઈ——"

તેને આગળ ન બોલવા દેતાં દીનેશે કહ્યું:—" અત્યારે તે વાતને શું છે? જવા દે તે વાત. એ દુઃખની કહાણી યાદ કરવાથી લાભ શો? એટલી બધી મનની વ્યાધિ! તારૂં શરીર તો સારૂં હતું ને?" એટલામાં ફરી ઘંટ વાગ્યો. ગાડી પ્લેટ- ફોર્મ પર આવી.

મોહન અને દીનેશ સેકન્ડ કલાસના એક ડબ્બામાં ગોઠવાયા. ટ્રેન ચાલવા માંડયા બાદ મોહને કહ્યું:—" આ બે વર્ષમાં મને કોઇ

પણ જાતનું દુઃખ હતું નહિ. જેલના અધ્યક્ષની મારા પર મહેરબાની હતી. તેની તરફથી મને કંઈ કડવાશનું કારણ મળ્યું નથી. મને લાગે છે આમાં કંઈ તારો હાથ હોવો જોઇએ, નહિ તો એટલી બધી મમતા દેખાડે નહિ."

દીનેશે જવાબ આપ્યો.-"જો તું એમ ધારતો હોય કે મેં કંઇ લાંચ આપી, એમ કરાવ્યું હતું, તો તેવું કંઈ નથી. વાત એમ હતી કે ત્યાં જેલનો અધિકારી અમારા સુરતના જાણીતા કોટવાલ કુટુમ્બનો સગો હતો. રૂસ્તમજીની બ્હેન શિરીન તેની સાથે પરણાવી છે. મેં તેને સ્હેજ ભલામણ કરી હતી; તેથી, તે તારી તરફ જરા મમતાથી વર્ત્યો હશે, એમ કંઇ નથી. મને લાગે છે કે તું જેલમાં સારી રીતે વર્ત્યો હોઇશ, તેનુંજ એ પરિણામ છે. વળી મને લાગે છે કે પહેલાં જે જેલમાં અત્યાચારો થતા હતા, લાંચ રૂશવતો લેવાતી હતી, એ હવે બધું બંધ થઈ ગયું છે. હવે પહેલાંની માફક કંઇ રહ્યું નથી. પોલીસ ખાતામાં અને જેલમાં સારા માણસો રહે છે. ઘણા શિક્ષિત માણસો એ ખાતામાં દાખલ થાય છે અને તેમના તરફથી પ્રથમના જેવા અત્યાચાર થાય એ બનવા જોગ નથી."

આમ વાતો કરતા તેઓ બોરીબંદર આવી પહોંચ્યા. ગાડી કરી તેઓ 'સરદાર ગૃહ'માં ગયા. અત્યાર સુધી દીનેશે જે વાતચીત કરી હતી તેમાં તેણે મોહનને તેની કન્યા સંબંધી ઝાઝી પુછપાછ કરવાની તક આપી ન હતી. જુઠી વાત કરવી કે બનાવટી વાત કરવી એ, કેટલું કઠિન કામ છે, તે તે જાણતો હતો. તે અસત્ય બોલ્યો હતો, પરંતુ મોહનની પુછપરછમાં કે બીજી વાતમાં તે પકડાઇ ન જાય એને

માટે સાવચેત રહેતો હતો. તેના મનમાં એમ થતું હતું, કે જો મોહ
એકવાર જેમ તેમ કરી સુરત લઈ જવાય કે ગંગા ન્હાયા. ત્યાં ગ
પછી તેને સત્ય ઘટના ખબર પડે અને કંઇ થાય, તેનો ઉપાય ક
શકે. અહીંજ તેને સંભાળવો એ જરા મુસ્કેલ હતું.

'સરદાર ગૃહ'માં જઈ ન્હાઈ ધોઇ ભોજન લીધા પછી દીન
કહ્યું:-"ચાલ, મોહન! જરા આપણે બ્હાર ફરી આવીએ. હું મુંબ
જવાનો છું એ જાણી મારી છોકરીએ કેટલીક ચીજો મંગાવી
મારો જમાઇ હમણાં રાજકોટમાં સ્ટેટ સર્જન છે અને તેને મ
કેટલીક ચીજો લેવાની છે. ઘરનાં માણસોએ પણ કેટલીક જણ
મંગાવી છે; તે પણ લઇ જવાની છે."

મોહને પુછ્યું,—"ભાગીએ કંઈ મંગાવ્યું છે કે નહિ?"

દીનેશ વકીલ હતો. ફોજદારી મુકર્દમામાં સારી નામના મેળ
હતી. તેને ઉલ્ટું સુલ્ટું કેમ કહેવું તેનો સારો અભ્યાસ હતો, પ
આ સર્વ બીજાને માટે. પોતાને માટે મિથ્યા વાત કરવામાં, બ
વટી વાત ઉભી કરવામાં, તે એટલો અભ્યસ્ત ન હતો. દાકતરો રો
માણસના શરીર પર સારી રીતે શસ્ત્રક્રિયા કરી શકે છે, પરંતુ, તેમ
શરીરપર એક સામાન્ય ફોલ્લો થાય અને જો શસ્ત્રક્રિયા કરવી પડે
તેમનું મ્હોં વ્હીલાઇ જાય છે. દીનેશને પણ તેમ થયું. તે દરરો
કોર્ટમાં સાક્ષીઓની મિથ્યા જુબાની સાંભળતો હતોઃ ઘણી વખ
તેમનો ખોટો બચાવ સુદ્ધાં કરતો હતોઃ પરંતુ, જ્યારે મોહનના પ્રશ્ન
જવાબ આપવાનો વખત આવ્યો, ત્યારે ખોટો જવાબ આપવો,
એના જેવા વકિલને પણ ભારે પડ્યું. તેના જેવા એક પ્રખ્યાત વકિલ

હાજરજવાબી ચાલી ગઈ. શો જવાબ આપવો એ તેને સુઝ્યું નહિ. તે ક્ષણવાર ચૂપ રહ્યો, પછી બોલ્યો;–"ઘરની જે યાદી છે તેમાં બધાંય જણની ફરમાસો થોડી વત્તી છે."

મોહન આ જવાબથી સંતોષ પામ્યો. તેના મનમાં કોઇ પણ પ્રકારનો સંદેહ ઉપજ્યો નહિ. એથી કરી દીનેશની તેની કન્યા સંબંધી વાત કરતાં જે સ્થિતિ થઇ હતી, તે મોહનના લક્ષમાં આવી નહિ. બાદમાં બે જણા બજારમાં ગયાં. અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, ક્રાફર્ડ માર્કેટ વિગેરે ઠેકાણે તેઓ ફર્યા. જ્યારે લોહાર ચાલમાં જઈ એક વ્હોરાને ત્યાંથી ઉન અને ગુંથવાના સુતરની આંટીઓ લેવા માંડી ત્યારે મોહને પૂછ્યું,—"આ બધું તારી દીકરીને માટે લે છે? ભાગીને પણ ગુંથતાં ભરતાં સારૂં આવડે છે."

દીનેશે કહ્યું;—"તેણે પણ મંગાવ્યુંજ હશે તો. નહિ તો આટલી બધી ચીજો શાની હોય!"

ભાગીને મેં ભરવાનું કામ ઘણું સારૂં શીખવ્યું છે. તેણે કંઇ ભરી આપ્યું નથી?"

દીનેશ મુશ્કેલીમાં આવી પડયો. કેટલી બનાવટી વાત કહેવી? પણ કહ્યા વગર છૂટકો ન હતો. તેણે પગમાં મખમલના ભરેલા સ્લીપર પહેર્યાં હતાં. આ તેને તેના એક અસીલની છોકરીએ ભરી આપ્યાં હતાં. આ સ્લીપર પર નજર ફેરવી તેણે કહ્યું,—"આ સ્લીપર કોનાં ભરેલાં છે? એ છોકરીનાં નથી તો કોનાં છે?"

તે સ્લીપર જોઈ મોહનનું મન પ્રફુલ્લ થયું. તેણે બે વર્ષ થયાં ભાગી તો શું, પણ ભાગીની કોઈ ચીજ સુદ્ધાં જોઈ ન હતી. તે

દીનેશના પગમાં સ્લીપર જોઈ ઘણો આનંદ પામ્યો અને કહ્યું:-" વાહ ! ભર્યાં છે તો સારાં. વારૂ ભાઈ! તે કંઇ ઘરમાં કામકાજ તો કરે છે ને ? તેં એને બેસાડી મુકી લાડકી તો નથી કરી મુકી ને ?"

જે સવાલ દીનેશ ઉડાવવા ઇચ્છતો હતો તેજ સવાલ મોહન તેને પુછતો હતો. હતભાગી મોહનને આ દુનિયામાં દિકરી સિવાય કોઈ હતું નહિ. આટલો વખત થયાં તેણે તે છોકરીને જોઇ ન હતી, એટલુંજ નહિ, પણ તેને તેની ખબર પુછવાને પણ કોઈ મળ્યું ન હતું. આજ દીનેશ તેને ખબર પુછવાને મળ્યો હતો; અને તેથી તે ભાગીનીજ વાત પુછતો હતો. દીનેશે કહ્યું " કામકાજ ન કરે તો ? તે ઘરનું બધું કામકાજ કરે છે."

મોહને કહ્યું;—" તે કંઈ રાંધવા કરવા લાગે છે કે નહિ ? તેને રસોઈ કરતાં સારી આવડે છે."

દીનેશે કહ્યું:-" તું હવે સુરત આવનાર છું ને ત્યાં જોજે કે શું છે અને શું નહિ ? કયાં અહીં હવે આપણે એક દહાડો પણ ખોટી થવું છે ?" વાત બીજી દિશામાં પલટાવા તેણે ઉમેર્યું; " ચાલો, લેવાનું હોય તે જલ્દી પતાવી લઇએ. વખત તો થઈ ગયો આપણે વેળાસર જવાની તૈયારી કરવી છે ને ?" એટલું કહી તેણે કોચમેનને ગાડી ભૂલેશ્વર તરફ લેવા કહ્યું.

મોહન થોડીવાર ચુપ રહ્યો પછી બોલ્યો;-"જો દીનેશ, મારે ઘણા દીવસ સુરત રહેવું નથી. નકામાં બેસી રહેવામાં શો સાર ! ત્યાં તું મને નકામો રોકી રાખીશ નહિ. જે કરવું ન કરવું એનો નિશ્ચય કરી નાખવો સારો. મારો તો એવો વિચાર છે કે જો કાશીમાં કંઇ નોકરી

ચાકરી મળી જાય તો ઠીક. જો તેમ ન થાય તો તું મને થોડાં નાણુ ધીરજે, ત્યાં એક ન્હાનકડી દુકાન કાઢીશ. તેમાંથી ત્રણ માણસનું ભરણ પોષણ તો સહેજમાં નીકળી જશે. વધશે તે તને મોકલાવતો રહીશ તારો શું વિચાર છે? છોકરીને લઇ કાશીમાં રહી બાકીનું જીવ ત્યાંજ ગાળીશ અને તેનો ભવ પણ સુધારીશ."

રે કમભાગ મનુષ્ય! તું તો ભવિષ્યને માટે બધા તર્કવિતર્ક કરે છે, પણ, તારા મસ્તક પર પડવાને માટે જે વજ્ર તૈયાર છે તેની તને ક્યાં ખબર છે?

જે લેવા કરવાનું હતું તે લઇ પરવારી તેઓ 'સરદાર ગૃહ'મ આવ્યા. વાળુ કરી એક વિકટોરીઆ બોલાવી સામાન સુમન તેમાં રાખ તેઓ ક્રોલાબે આવ્યા. દીનેશે સેકન્ડ કલાસમાં બે બર્થ રીઝર્વ કરાવ્ય હતા. યથા સમયે તેઓ ગાડીમાં બેઠા.

મોહને કહ્યું:—"ભાઈ દીનેશ! નાહકનું આટલું વધારે ભાડુ ખરચ્યું ન હોત તો ન ચાલત? મારા જેવા ગરીબ માણસને થર્ડ કલાસજ ઠીક."

દીનેશે સ્હેજ હસી જવાબ આપ્યો, "જો થોડા દિવસ પૂર્વે આ જ્ઞાન આવ્યું હોત તો બધુંય સારૂં થાત. તે વખતે તો રૂપીઆ તાર મન કંઇ વિસાતમાં ન હતા. પાણીના રેલાની માફક ઉરાડતો હતો."

"શું કરૂં? તારા જેવો કોઈ સલાહકાર મિત્ર તે વખતે મારા પાસે ન હતો." મોહને દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું.

ગાડી છૂટી. આમ પ્રશ્નોની પરંપરા ટાળવા માટે, બાંદરાન સ્ટેશન આવતાં દીનેશે કહ્યું:–"ભાઇ! હું તો જરા આડો પડીશ. કા

અહીં આવી મને જરા પણ ઉંઘ આવી નથી. હવે સુરત આવતાં ઉઠવાની વાત." એટલું કહી તે બીસ્તરો પાથરી સુતો.

મોહને કહ્યું:–"હું પણ તેમજ કરૂં. મને પણ ઉંઘ આવી ન હતી. મેં આખી રાત વિચારમાંજ કાઢી નાંખી હતી કે કાલે દીનેશ ભાઈને મળીશું, ત્યાંથી સુરત જઇશું. ભાગીને જોઈ જીવને તાઢક વાળીશ. વિગેરે વિચારમાં ઉંઘ જરાએ આવી નહિ."

બન્ને જણ સુઇ ગયા. ગાડી વેગથી ચાલવા માંડી.

આમ તેમ આડા અવળા થતાં દીનેશને ઉંઘ આવી ગઈ, પણ, મોહનને ઉંઘ આવી નહિ. તેને મન ગાડી કીડીના વેગથી ચાલતી હોય તેવી જણાઇ. આજ કાલ કેટલા દિવસથી રોજ દહાડા ગણ્યા કરતો હતો; તે દહાડો આવી લાગ્યો. તેના જીવનું એક માત્ર અવલંબન ભાગીરથીને મળવાને જાય છે. તે તેના નિર્દોષ મુખને જોઈ તેના હૃદયની જ્વાળા તાઢી કરવાની આશા રાખે છે. ગાડી શા માટે ઉતાવળી જતી નથી? શા માટે હમણાંને હમણાં સુરત આવતું નથી? એમ તેના મનમાં થાય છે. તે બિછાના પર પડે છે, વળી પાછો બેઠો થાય છે એમ કરતાં વલસાડ આવ્યું. પાસેના થર્ડ કલાસના ડબ્બામાં એક જણ ગાતો હતો. તે બારી આગળ બેસી સાંભળવા લાગ્યો:—

"સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં.—સુખ૦ ૧

નળરાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં ન મળે અન્નને પાણી.—સુખ૦ ૨

પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં નયણે નિદ્રા ન આણી.—સુખ૦ ૩
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો. સતી મહા દુઃખ પામી.—સુખ૦ ૪
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી.—સુખ૦ ૫
હરિશ્ચંદ્રરાય સત્યવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યું નીચ ઘેર પાણી—સુખ૦ ૬

ગાડી વલસાડથી સડસડાટ આગળ ચાલી. મોહન ભજન સાંભળવા લાગ્યો. સાંભળતાં સાંભળતાં તે આડો પડયો. પડયો પડયો લવવા લાગ્યો:—

"સુખ દુઃખ મનમાં ન આણીએ."

આખરે તે નિદ્રાવશ થયો. સ્વપ્ન જોવા લાગ્યો. જોયું તો તેની દુર્ભાગી દિકરી ભાગીરથી તેના માથા આગળ બેસી હાક મારે છે કે "બાપા!"

## ૩૧

આ વખતે તો ભાગીરથીને ખરેખર આશ્રયસ્થાન મળ્યું છે. માકુભાઇ અને તેની મોટી બ્હેન તેને સારી કરવાને માટે કાંકરાંની માફક પૈસા ખર્ચે છે. દાકતર તેને માટે જે કાંઈ લાવવા કરવાનું કહે છે, તે સર્વ લાવી હાજર કરે છે. બબલી બ્હેન જાત્રા કરવા આવ્યાં હતાં; પણ, તેમની જાત્રા તો બાજુએ રહી. તેની ઈચ્છા હતી

કે શ્રી કાશીવિશ્વેશ્વરનાથનાં દર્શન કરીશઃ અન્નપૂર્ણાનાં દર્શન કરીશઃ કાશીનાં બધાં દેવસ્થાન ફરી જોઇશઃ દરરોજ ગંગાસ્નાન કરીશઃ એવા કેટલાએ વિચાર કર્યા હતા; પરંતુ, જ્યારથી ભાગીરથી તેને રસ્તામાં મળી ત્યારથી દર્શન કરવા જવાનું બન્યું નહિ. તે સંધ્યાકાળે તે શ્રી કાશી વિશ્વેશ્વરનાથનાં દર્શન કરી આવી તેજ. ત્યાર પછી કોઈ મંદિરમાં જવાને તેને વખત મળ્યો નહિ. તે દરરોજ ઉતાવળમાં ગંગાસ્નાન કરી આવતી હતી; પરંતુ, ઘેર આવીને રોજની પાઠપૂજા તેનાથી થતી નહિ. માકુભાઇ કોઇ વખત પૂછતો હતો કે, "હવે તો ભાગી સારી થઈ છે. તું શા માટે પૂજાપાત્રી કરતી નથી?"

બબલી બ્હેન કહેતી હતી કે, "આજ પૂજા છે ને? વળી બીજી કઇ પૂજા? જ્યારે હું ભાગીની પાસે બેસું છું, જ્યારે તેને માથે હાથ ફેરવું છું; જ્યારે તેના મ્હોંમાં ઘૂંટડો પાણી પાઉં છું; ત્યારે મને મનમાં એમ થાય છે કે મા અન્નપૂર્ણાની સેવા કરૂં છું. તેજ એક દહાડો એક ચોપડીમાંથી વાંચો સંભળાવ્યું હતું કે નરની સેવા કરવાથી નારાયણની સેવા થાય છે. હું તે ભૂલી ગઈ નથી."

માકુભાઇએ કહ્યું;–"મોટી! જે રૂપીઆ સાથે આણ્યા હતા તે બધા ખર્ચાઇ ગયા. પાંત્રીશ ચાળીશ બાકી રહ્યા હશે, એટલા રૂપીઆમાં બીજે કંઈ હવે જવાય કરે નહિ. તું કહે તો મુંબઇથી થોડા રૂપીઆ મંગાવી લઉં."

"માકુ! મને તો બધું કંઇ બીજે જવાની હવે ઈચ્છા થતી નથી. મને તો એમ થાય છે કે મારે હવે મુંબઇ બુંબઈ પાછું જવું નથી. હું મારે ભાગીને લઈ અહીં રહીશ. તું એકલો હવે મુંબઈ

જા. ત્યાં જઇ કંઈ શ્રમ કર. તને મેં ભણાવ્યો ગણાવ્યો, મોટો કર્યો; હવે તું કયાં સુધી મને બેડીમાં રાખશે? તું હવે મોટો થયો. ઘર-સંસાર કર. હું હવે ઇશ્વર નામ લેતી મારી કાયાનું કલ્યાણ કરીશ. હવે ભાગી મળી છે તો તેને એકલી છોડી દેવી એ મને ઠીક લાગતું નથી. તેણે ગમે તેવું પાપ કર્યું હોય, તેથી શું? તે જો ને? તે રાત્રે તે એકલી રસ્તામાં પડી હતી. કદાચ ત્યાંને ત્યાં મરી જાત. તુંજ કહેની કે કોણ આપણને કાશીમાં લઈ આવ્યું? અને કોણે તેને આપણા હાથમાં સોંપી? ભાઈ, એ સર્વ શ્રી વિશ્વનાથની લીલા છે. ભાગીએ પાપકર્મ કર્યું હશે; બન્યું. તે કલંકિની થઇ હશે; ભલે. તેથી શું?

શ્રી કાશી વિશ્વેશ્વરનાથે તેને આપણા હાથમાં મૂકી, તેનો અર્થ શો? તેનો અર્થ એજ કે તેને ઉજળી કરી ખોળે લેવી. હું તેમજ કરીશ. જે દિવસે મેં એને ઘેર આણી ખોળામાં લીધી, તે દિવસથી હવે તેને ખોળામાં રાખીશ. તે કુમાર્ગે ગઈ હશે તેથી મનને માઠું લાગે છે; પણ તેથી કંઇ તેને અહીં એકલી મૂકી મુંબઈ અવાય નહિ. કહે તારો શો વિચાર છે?"

માકુભાઈ તેની મોટી બ્હેનના સામું જોઈ ધ્યાનથી આ સર્વ સાંભળતો હતો. તેણે તેની મોટી બ્હેનને આ પ્રમાણે બોલતી પૂર્વે સાંભળી ન હતી. તે ક્ષણવાર ચૂપ રહ્યો, પછી બોલ્યો:—

"મોટી! તું કહે છે તે બધી વાત સાચી; પરંતુ, તારા વગર મને કંઇ ગોઠે નહિ અને મારૂં નભે પણ નહિ. તું ન હોય તો મારૂં શું થાય તેનો નિયમ નહિ. હું સીધો ચાલું કે નહિ તેની ખાત્રી નહિ.

હું પાછો મ્હારાની સોબતમાં લાગું તો શું થાય? તું મને મુકીને એકલી અહીં રહે, એ બને નહિ. હું તને એક વાત કહું. ઘણા દિવસથી કહું કહું એમ થતું હતું અને ઘણા દિવસથી હું તેનો વિચાર કર્યા કરું છું. એ વાત શી, તે તું જાણે છે? ભાગીરથી નાશી ગઈ એ વાત ખરી; પરંતુ, તેનું ચરિત્ર ખરાબ હતું એ હું તો માનતો નથી. તને તો મેં કહ્યું હતું કે નરહર જે કહે છે તે સાચું નથી. અવશ્ય તેણે ભાગીને ભમાવી હતી. પછી તે તેને લઈ પલાયન કરી ગઈ, એ ખરૂં; પણ, તે કહે છે કે તેણે ભાગીરથીનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. તે કાશીમાં આવી તેને છોડી ચાલી ગઇ. તે કયાં ગઇ તેની નરહરને સુદ્ધાં ખબર પડી નહિ અને ફરીથી તે તેના જોવામાં આવી નહિ; એ વાત માનવા જેવી નથી. તે સાળાને કશું અસાધ્ય નથી. તે ભાગીને એમને એમ જવા દે એ બનવા જોગ તો નથી. વળી એ વાતને આજ એક વર્ષ ઉપર થઇ ગયું. તેટલા સમયમાં તેણે શું કર્યું હશે ને શું નહિ, તે પ્રભુ જાણે! આવી સ્થિતિમાં તેને મુંબઇ પણ કયેમ લઈ જવાય અને ઘરમાં રખાય પણ કયેમ.? આમ તું કહે છે કે તેં એને ખોળામાં લીધી તે પાછી ઠેલાય કયેમ? આ હું નથી સમજતો એમ નથી; સમજું છું. જો આપણે તેને હડસેલી મુકીએ તો તે કદાચ પાછી કુમાર્ગે જાય; પણ જો આપણે તેને આસરો આપીએ તો તે સુધરે અને તેનું ભલું થાય. શું કરવું, તેની સમજણ પડતી નથી. એકવાર ઘર છોડી નાશી ગઈ હોય તેને ગૃહસ્થના ઘરમાં ફરી રખાય કે નહિ તે તુંજ કહેની?"

"તેથી તો હું તેને લઇ અહીં રહેવા માગું છું." બબલી

બ્હેને જવાબ આપ્યો; "હું તેને હવે છોડી દઈ ચાલતી થઉં, એ બને નહિ અને મને તો એમ લાગે છે કે તે કંઇ ભારે પાપને માર્ગે ગઈ હોય એમ બને નહિ."

"તો તું એને પુછી શકે નહિ?" માકુએ જવાબ આપ્યો, "તું જો એને પુછે તો તે તારી આગળ બધી વાત કરે અને કંઇ પણ છુપાવે નહિ. વળી તે આપણુને કાશીમાં અચાનક મળી ગઈ છે અને તે માંદી છે; એ વાત આપણે તેની માને જણાવી નથી. તે આ બાબતમાં શું કહે છે તે જાણવું તો ખરૂં ને?"

"માકુ! તું હજી ગાંડોને ગાંડોજ રહ્યો. મારાથી તે બન્યું એને પુછાય ખરૂં? તેણે શું કર્યું ને શું નહિ, તે બા, મારાથી તો પુછાય નહિ. તેની માને આ ખબર લખવાનું જો કહેતો હોય તો તે વાત મારા મનમાં આવી હતી; પરંતુ, તેનો સ્વભાવ હું જાણું છું. તું મુંબઇની વાત ભૂલી ગયો છે. સુરત ગયા પછી તેના જે કાગળો આવ્યા છે, તેમાં તેણે દિકરીનું નામ સુદ્ધાં લીધું નથી. તે—તે ભાગીને માફ કરે? કદિ નહિ. એને લઇ મારે અહીં રહેવું પડશે."

"અત્યારે તો તું કંઈ થોડી ઘેર જાય છે?" માકુભાઇએ કહ્યું, "ભાગી સારી થયા પછી શું કરવું તેનો વિચાર કરીશું."

આમ વાતચીત કરી માકુભાઈ કંઈ બ્હાર ચાલી ગયો. બબલી બ્હેન ભાગીરથીની પાસે જઈ બેઠી. ભાગી હજી એટલી અશક્ત છે કે તે બિછાના પરથી ઉઠી શકતી નથી. તાવ હવે મુદ્દલ નથી. દાકતર કહે છે કે ચાકરી કરવાથી આઠ દશ દહાડામાં સારી થઈ જશે.

બબલી બ્હેને ભાગીરથી પાસે આવી પુછ્યુંઃ—" કયેમ બેટા! હવે તને ઠીક લાગે છે ને?"

ભાગીએ કહ્યુંઃ—" મોટી માસી! તમે મને ઉગારવાને-સારી કરવાને આટલી બધી માથાફોડ શા માટે કરો છો? શા માટે આટલા બધા રૂપિઆ ખર્ચ કરો છો? મારે બચીને શું કામ છે? મારે હવે જીવવાની દરકાર નથી. મરવાને માટે તો હું રસ્તામાં જઇ પડી હતી."

" ભાગી! તું ગાંડી થઈ છે? એ શું બોલે છે? બેટા! હવે તને શો ભય છે? તું હવે મને મળી ગઈ તો શું હું તને મુકી અહીંથી ચાલી જાઇશ? કદિ નહિ."

" મને એકલી મુકી નહિ જાઓને?" કરૂણ સ્વરે દયા યાચતી હોય તેવા ચ્હેરે ભાગી બોલી, " પણ, મ્હાકું મામા કહેતા હતા કે તમે તો જાત્રા કરવા આવ્યાં છો કંઈ કાશીવાસ કરવા આવ્યાં નથી; તો પછી મને મૂકીને નહિ જાઓ તો શું કરશો?"

" હું જ્યાં જઇશ ત્યાં તને સાથે લઈ જઈશ. તને એકલી મુકીને નહિ જાઉં; સમજી?"

જયેમ કોઇ ઘણા દહાડાનો તૃષાતુર માણસ પાણીને જોઈ આનંદ પામે, જયેમ કોઇ દરિદ્રને દ્રવ્ય મળતાં હર્ષ થાય, તેમ તે બબલી બ્હેન તરફ આનંદપૂર્ણ ચ્હેરે જોઈ બોલી,-" હેં માસીબા? ખરેખર તમે મને નહિ છોડી જાઓને-હેં શું ખરૂં કહો છો? તેમ થશે તો હું જરૂર બચીશ; નહિ તો હું મરવાની-જીવીશ નહિ."

બબલી બ્હેને ભાગીરથીને માથે હાથ ફેરવી આશ્વાસન આપતાં બોલી; "બેટા! ગભરાય છે શાની? કહું છું તેમજ કરીશ. પહેલાં એમ

વિચાર હતો કે હું મુંબઇ પાછી જઈશ અને ત્યાં જઈ બાકુની જે વ્યવસ્થા કરવાની હશે, તે કરીને અહીં આવી રહીશ; પણ, ભગવાન શ્રી કાશી વિશ્વેશ્વરનાથ મને જવાની ના કહે છે. તું મળી તો તને છોડી હવે જવાની નથી."

ભાગીરથીએ એક સુસ્કારો નાંખ્યો અને મંદ અવાજે બોલી;–"માસીબા, મેં ભયંકર ભૂલ્ય કરી છે. મેં ઘોર અપરાધ કર્યો છે, તમે શું માફ કરશો? મેં મહાપાપ કર્યું છે અને તેનો દંડ પણ થોડો નથી ભોગવ્યો, ખૂબ સજા ભોગવી છે. અને હજી શી ભોગવવાની બાકી છે, તે પ્રભુ જાણે."

ભાગીરથી આથી વધારે બોલી શકી નહિ. તેનું હૈયું ભરાઇ આવ્યું. તેની આંખ્યોમાંથી દડદડ આંસુ ધારા ગાલપરથી વ્હેવા લાગી. બબલી બ્હેનનું હૈયું પીગળી ગયું. તે ભાગીનું માથું ખોળામાં લઇ હાથ ફેરવતાં બોલી;–" જે બનવાનું હતું તે બની ગયું. તે હવે યાદ કરવાનું કંઇ કામ? શ્રી વિશ્વેશ્વરનાથનું નામ લે બેટા! તે તારાં બધાં પાપને દૂર કરશે."

ભાગીરથી મોટી માસી તરફ જોઇ બોલી:–"મોટી માસી! તેના નામ વડે તો અત્યાર સુધી હું જીવતી રહી છું: તેણે આ અભાગી પર દયા કરી આટલે દહાડે, એટલી એટલી મુસિબતો વેઠયા પછી, એટલાં એટલાં દુ:ખ ભોગવ્યા પછી——"

ભાગી વધારે બોલી શકી નહિ. તેને ડુમો ભરાઈ આવ્યો. તે રડી પડી.

બબલી બ્હેન સાડીના છેડાથી તેની આંખ્યો લ્હોવા લાગી અને

લ્હોતાં લ્હોતાં બોલી; "વિશ્વનાથનું નામ લે, ભાગી! તે તો બધું જુએ છે અને જાણે છે. ગમે તેટલું ઘોર પાપ હોય તો શું? તેનું નામ લેવાથી સહુ પાપ ધોવાઈ જાય છે."

"માસીબા! પાપ કર્યું છે—મહાપાપ કર્યું છે. તેની આ સજાજ઼ુએ છો ને? પણ માસીબા! તમને કહું છું. ખરૂં કહું છું, આ અભાગી જીવનની વાત કોઇને કહીશ, એવું મે ધાર્યું ન હતું. મારા દુઃખની વાત,—મારા કર્મની કથની, મારા દુર્દૈવની કહાણી કોઇ સાંભળવાવાળું છે કે હોઇ શકે; મારી આંખોનાં આંસુ લ્હોનાર કોઈ છે, એવું સ્વપ્ને પણ મેં ધાર્યું ન હતું. માસીબા? બાબા વિશ્વનાથે તમને અહીં તેડી આણ્યાં; તેણેજ તમને મારી પાસે મોકલી આપ્યાં છે. આ અભાગણી પર તેની એટલી બધી દયા છે, એ જાણતી ન હતી. માસિબા! ના–ના, શું કહ્યું? જાણતી ન હતી. જાણતી'તી–જાણતી'તી. અને જાણું છું. જો તેની દયા ન હોત તો એટલી વિપદમાંથી ઉગરત શી રીતે? મેં અપરાધ કર્યો છે, પાપ કર્યું છે; નહિ એમ નહિ. તમને છોડી નાશી આવવું, એ પાપ નહિ તો શું? પારકાની સાથે, ઘર છોડી, માનો ખોળો છોડી ચોરની માફક નાશી જવું એ પાપ નહિ તો બીજું શું? પરંતુ, મોટી માશી! તેને માટે શું મેં ઓછું ભોગવ્યું છે? શું ઓછું દુઃખ વેઠયું છે? હું અત્યારે કોણ છું? રસ્તા પરની એક ભીખારણ! અત્યારે મારી શી અવસ્થા છે, તે તો તમે જુઓ છો. હું રસ્તાની કોરે મરવા આવી પડી હતી, એટલુંજ નહિ, પણ, માસીબા, હું ગંગામાં મરવા માટે પડી હતી; પરંતુ, ગંગામાતાએ મારા જેવી પાપણીને સંઘરી નહિ—લીધી નહિ. હું

બચી ગઇ. તમને જ્યારે મેં મારી પાસે જોયાં ત્યારે જાણ્યું કે બચી ગઈ. ગંગામાં ડૂબી જવા છતાં મારો પાપી પ્રાણ ગયો નહિ. હવે હું મરી શકીશ—મરીશ. તમે મારા જેવી અભાગિણીને માટે બધું ત્યાગીને કાશીમાં શા માટે રહો? હું તમારી કોણ! જો હું તમારી હોત તો તમને છોડી એમ ચાલી આવત ખરી? ના—ના માસીબા! તમારે અહીં રહેવાની જરૂર નથી. તમારા ખોળામાં માથું મૂક્યું એજ મારૂં સદ્ભાગ્ય. એથી હું વધારે કંઈ ઈચ્છતી નથી. તમે ખોળામાં લીધી—તમારી આ કલંકિની છોકરીને હસતાં મ્હોંએ '**ભાગી**' કહી—'દીકરી' કહી બોલાવી, એથીજ હું કૃતાર્થ થઇ છું—" આથી વધારે તેનાથી બોલાયું નહિ: તેનો શ્વાસ ભરાઇ આવ્યો, તે બિછાના પરથી ભાગ્યેજ ઉઠી શકતી હતી, એટલી તે અશક્ત હતી; તેમાં આટલી ઉત્તેજના—આટલું બધું બોલવું. તેને આંખ્યે ફેર આવ્યા. તેને ચોમેર અંધારૂં જણાયું. **ભાગીરથી** આવેશમાં આવે છે અને તેને તેમ કરતાં અટકાવવી જોઈએ, એ વાત **બબલી** બ્હેન વિસરી ગઈ. તેણે તેને અટકાવી નહિ.

જ્યારે **ભાગીરથી** બેશુદ્ધ થઈ ગઈ ત્યારે તેને હોંશ આવી. તેણે એકદમ બૂમ મારી. સારા ભાગ્યે **બાકુભાઈ** તેજ વખતે આવી પહોંચ્યો હતો. તે તેની બ્હેનની બૂમ સાંભળી ત્યાં આવી લાગ્યો. જોયું તો **ભાગીરથી** બેશુદ્ધ તેની બ્હેનના ખોળામાં પડી છે. તેની ફાટી આંખ્યો જોઇ **બાકુએ** પૂછ્યું; "મોટી! શું થયું છે? **ભાગી** આમ બેશુદ્ધ શાથી થઈ ગઈ?"

**બબલી** બ્હેને કહ્યું:—"તું પહેલાં જરા પાણી લાવ્ય. તેની

આંખ્ય પર છાંટય અને કોલનવૉટરની શીશી લાવ્ય. હું તેને ખોળા-માંથી નીચે મુકી શકું તેમ નથી."

માકુ પાણી લઈ આવ્યો. જરા છાંટ નાંખી; માથે કોલન વૉટરનું પોથું મુક્યું ત્યારે તે થોડી વારે શુદ્ધિમાં આવી બોલી; "ઓ મા–ઓ મા રે!"

"બેટા! તું બ્હી ના. જો તું મારા ખોળામાં છે. તું એમ શું કરે છે? શા માટે બ્હીએ છે? જો તારૂં નબળું શરીર. તું બોલ બોલ ન કર. ચુપચાપ સુઇ રહે" એટલું કહી માકુ તરફ જોઈ કહ્યું; "માકુ, આ ભાગી આમ બોલતાં બોલતાં બેશુદ્ધ થઇ ગઈ. જો મેં તેને બોલતાં રોકી હોત તો આમ ન થાત. બોલતાં બોલતાં તેનો શ્વાસ રૂંધાઈ આવ્યો. આટલી બધી નબળાઈ અને ઝાઝું બોલે તો મુર્ચ્છા ન આવે?"

માકુએ કહ્યું, "તેને ઝાઝું બોલવા દેવી નહિ. એથી એને શ્રમ પડે."

ભાગીરથી બોલી, "માસીબા! મરતાં પહેલાં મારે તમને બધું કહેવું છે."

"ચુપ રહે! ગાંડી! મરવું મરવું શું કરે છે? બેટા! કાલ્ય સારી થઈ જઇશ. સારી થયા પછી તારે જે કહેવું હોય તે કરારે કહેજે. સુઇ જા તો બેટા. ઝાઝું બોલ બોલ ન કરીએ. શરીરમાં શક્તિ આવે ત્યારે બધું કહેજે. હમણાં કંઈ નહિ."

ભાગીરથી ચુપ રહી. આવેશમાં તે બોલી તો ખરી, પણ, નબળું શરીર તેથી થાકી ગઈ અને થોડીવારમાં ઉંઘવા લાગી.

ત્રણુ ચાર દિવસ આ સ્થિતિમાં ગયા. બબલી બ્હેન ભાગીરથીને આશું બોલવા દેતી નહિ. બોલવા જાય તો તે તેમ કરતાં રોકતી; અથવા તો તે ત્યાંથી ઝટ ઉઠીને ચાલી જતી. ભાગીરથી ધીમે ધીમે વધારે નબળી પડતી જવા લાગી. તેની આવી અવસ્થા જોઇ માકુભાઇ ગભરાયો અને દાકતરને બોલાવી લાવ્યો. દાકતરે આવી ભાગીને સારી રીતે તપાસી. તેનું મ્હોં ઉદાસ જણાયું. તેણે પછી માકુને કહ્યું:—" છોકરીની પહેલાંની અવસ્થામાં અને અત્યારની અવસ્થામાં ઘણો ફેર પડી ગયો છે. પહેલાં મને આશા પડતી હતી કે તે થોડા વખતમાં સારી થઇ જશે; પરંતુ, હવે મને એ વાતની શંકા પડે છે. પહેલાં તેના શરીરમાં જે સુધારો થતો જતો હતો તે હવે થતો જણાતો નથી. વારૂ, વળી જ્યારે પહેલાં તેને તપાસી ત્યારે જેવી તેની હાલત હતી તેવી અત્યારે નથી; ઉલટી બગડી છે. તેના શરીરમાં રક્તનાં પરમાણું ઘણાં ઓછાં થતાં જાય છે. હું ઔષધ આપું છું. તમે બરાબર કાળજી રાખજો. દશ પંદર દિવસ સુધી કંઈ ભય જેવું નથી. રોગીની પરિચર્યા બરાબર કરશો તો ફેર પડશે. મને ખબર પણ આપતા રહેજો." એટલું કહી ઔષધ લખી આપી દાકતર ચાલી ગયો. માકુભાઇ માથે હાથ મુકી વિચાર કરવા લાગ્યો. તેને લાગ્યું કે ભાગી હવે બચશે નહિ.

બબલી બ્હેને આવી જોયું તો માકુ વિષન્ન મુખે લમણે હાથ મુકી બેઠો છે. બબલી બ્હેનને જોતાંજ માકુ રડી પડયો. તેને આમ કરતો જોઇ તેની મોટી બ્હેન તેની પાસે બેસી પુછવા લાગી,—" માકુ કયેમ શું થયું છે ! તું આમ રડે છે કયેમ ? દાકતરે કંઇ કહ્યું છે ? "

"મોટી, ભાગીને આપણે બચાવી શકીશું નહિ" માકુએ કહ્યું.

બબલી બ્હેન પણ આ વાત સાંભળી ઘણી દુઃખી થઈ. તેની આંખ્યોમાં ઝળઝળીયાં આવ્યાં. તે કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ભાગીની પથારી આગળ જઈ તેની પાસે બેઠી.

ભાગીરથી મોટી માસીનું મલિન મુખ જોઇ બોલીઃ–"માસીબા! હું સમજું છું, તમે શા માટે દુઃખી થાવ છો? હું તો કહું છું કે હું બચવાની નથી. આ વખત નહિ બચું. મારા જેવાને માટે મોત સારૂં છે. માસીબા! તમે મને રોકો નહિ. મને મારી હકિકત એક વાર તમને કહેવા દો. પછી કહેવાને વખત મળવાનો નથી."

બબલી બ્હેને તેને ઘણો નિષેધ કર્યો, છતાં, તેણે માન્યું નહિ. ધીમે ધીમે તેણે પોતાની સઘળી હકિકત–વિતેલી કહી. મુંબઇમાં નરહર સાથે નાશી જવાની સંતલશથી માંડીને તે રસ્તામાં અધમુઈ, તેમને મળી, ત્યાં સુધીની હકિકત મોટી માસીને કહી સંભળાવી. બબલી બ્હેનની આંખ્યોમાંથી આંસુ વહેવા લાગ્યાં. અંતે ભાગીએ કહ્યું, "માસીબા! સાંભળી મારી વિતેલી? કહો, મારા પાપનું પ્રાયશ્ચિત થયુ છે કે નહિ? મારા મનમાં પાપનો સંચાર થયેલો, તે કબુલ. પણ, તે સિવાય મેં કંઈ અપરાધ કર્યો નથી. ભગવાન શ્રી કાશીવિશ્વેશ્વરનાથે મને પાપમાં પડતાં બચાવી છે. અણસમજમાં ભૂલ્ય કરી ખરી. પણ, તેની સજા ઓછી ભોગવી નથી. તેને માટે હું મારો પ્રાણ સુદ્ધાં આપી ચૂકી હતી. હવે તો તમે માફ કરશો ને? મન મારૂં ચંચળ થયું હતું ખરૂં; પણ, મેં તે સંભાળી લીધું."

બબલી બ્હેન આંખ્યમાંથી આંસુ સારવા લાગી, અને ધીમે



પાછી તે ચુપ થઇ ગઇ. પૃ. ૨૧૫.

બોલી, "બેટા! તેં નાદાનીમાં—છોકરવાદીમાં મોટી ભૂલ્ય કરી. પણ, તેનું આટલું બધું પ્રાયશ્ચિત! તારી બાળકબુદ્ધિનો દોષ તો ખરો; પણ, તેમાં આટલું બધું કષ્ટ! હરિ! હરિ!" કહી અશ્રુ વિસર્જન કરવા લાગી.

"માસીબા! તમે રડો નહિ. તમારાં આંખ્યોમાંના જળથી મારૂં પાપ ધોવાઈ ગયું. હવે મને મરવાનો ભો નથી; પણ માસીબા,! મને——" એટલું કહી ભાગી ચુપ રહી ગઇ.

બબલી બ્હેને કહ્યું;—"કયેમ ભાગી! ચુપ કયેમ થઈ ગઇ! બ્હેન! તારે જે કહેવું હોય તે કરારે કહે."

"માસીબા! મને એમ થાય છે કે એક વાર માબાપનું મ્હોં જોઈ મરૂં તો ઠીક. બાપુ—" પાછી તે ચુપ થઈ ગઇ.

"ઓહોઃ એમાં શું?" બબલી બ્હેને જવાબ આપ્યો, "એનો બંદોબસ્ત પણ કરીશ. બેટા! તું આજે બહુ બોલી છું. હવે જરા સુઈ જા તો મારી મા. લે હું તને જરા પવન નાંખું" એમ કહી તે તેને પંખો કરવા લાગી, અને થોડી વારમાં ભાગીની આંખ્યો મળી ગઇ.

બબલી બ્હેને બ્હાર આવી માકુને ભાગીનો વિચાર જણાવ્યો. માકુભાઈએ કહ્યું, "એમાં શું છે? દીનેશરાયને સુરત તાર કરીએ કે ભાગીના માને લઈ અહીં આવશે. વળી મોટી, તું કહેતી હતી કે ભાગીના બાપને પણ છુટવાનો સમય થઈ ગયો છે. બે ચાર દિવસમાં તે કદાચ જેલમાંથી છૂટી આવશે. જો તેમ થાય તો દીનેશરાય તેના બાપને અહીં મોકલી આપે તો નવાઈ જેવું નથી."

બબલી બ્હેને જવાબ આપ્યો; "જ્યાં સુધી હું તેની માનો સ્વભાવ જાણું છું ત્યાં સુધી તો તે આવશે નહિ. તે તેની જાતની બાઇ નથી. તે જ્યારે મુંબઈ છોડી ગઈ ત્યારે શું કહેતી ગઈ હતી, તે તને યાદ છે? સુરત ગયા પછી તેના કેટલાએ કાગળ આવ્યા; પર એકમાંએ તેણે છોકરીનું નામ સુદ્ધાં લીધું નથી. તે અહીં આવે? કદિ નહિ."

માકુએ કહ્યું;—"ન કયેમ આવે? ગમે તેટલો તોએ માનો જીવ. એટલી બધી કઠિણુ હૈયાની થાય ખરી? છોકરી કુમાર્ગે ગઈ, ધર્મભ્રષ્ટ થઇ, એ બધું ખરૂં; પણ. એથી શું પોતાના પેટનાં છોકરાં પણ એટલું કોઇ નિર્દય થાય ખરૂં? નહિ—કદિ નહિ."

"માકુ, મેં ભાગીની બધી હકિકત સાંભળી. તેણે પોતાના ધર્મને તો સારી રીતે સાચવી રાખ્યો છે. તેણે પોતાના ધર્મની રક્ષા માટે, પોતાના સતીત્વની રક્ષા માટે, જે કર્યું છે, તે અત્યારની છોકરીઓમાં સોમાં એક પણ ભાગ્યેજ કરે. તેણે તેને માટે જે કષ્ટ સહન કર્યાં, છે, તે કોઈ ન કરે." એટલું કહી તેણે ટૂંકમાં ભાગીની વિતેલી કહી.

મોટી બ્હેનની વાત પૂરી થઈ કે માકુએ કહ્યું, "આ બધી વાત જો તેની માને લખીએ તો તે આવવાને માટે તૈયાર થાય. મોટી! તું કહે તો હું હમણુાંજ તાર કરૂં."

બબલી બ્હેને કહ્યું, "ના, માકુ! તેની માને ખબર કરવાથી કંઈ વળે નહિ. તે નહિ આવે બા. હું તેનો સ્વભાવ જાણુને. તે જુદાજ સ્વભાવની બાઈ છે. આપણે ભાગીને લઈ સુરત જઈએ તો કયેમ? ભાગી કંઇ હવે બચે એમ લાગતું નથી. તેને તેની મા પાસે

લઇ જઈએ. જો તે તેને ક્ષમા કરે અને પહેલાનો બનાવ ભૂલી જઈ ખોળામાં લે તો તે જે દશબાર દહાડા કાઢે, તે માની આંખ આગળ તો ખરા અને કુટુમ્બ ભેગી તો થાય. જો આપણે તેને નહિ લઇ જઈએ તો તે કદાચ અહીંજ મરી જશે અને એના મનની મનમાં રહી જશે. મા દીકરીનો ભેટો થાય એજ ઠીક. મને લાગે છે કે જો આપણે એને સુરત લઇ જઇએ અને તે જો તેની આવી હાલત જુએ તથા તેની સઘળી હકિકત સાંભળે તો કદાચ તેને મારી આપે અને ઘરમાં રાખે પણ ખરી. અહીંથી ખબર આપે કંઈ વળે નહિ. વળી આપણે એને ત્યાં લઈ જઈએ તો ભાગીની છેલ્લી આશા પણ પૂરી પાડીએ. વાત એ છે કે દાકતર એને લઈ જવાની સલાહ આપશે ખરા? રસ્તામાં તો કંઇ વધારે નહિ થઈ જાયને? એ બધું તું દાકતરને પુછી આવે તો સારૂં. જો દાકતર રજા આપે તો આપણે કાલેજ અહીંથી સુરત રવાના થઇએ."

માકુ સ્હાંજના દાકતરને મળ્યો. સુરત જવાની વાત સાંભળી દાકતરે કહ્યું, "લઇ જવાને વાંધો નથી; પણ સંભાળપૂર્વક લઈ જવી જોઈએ. તેને અઠવાડિયા સુધીમાં કાંઇ થાય એમ નથી. વળી કદાચ સુરત જવાથી તેની તબિયતમાં સુધારો પણ થાય, પરંતુ, તેમ થવાની આશા ઓછી છે."

રાતના જવાનો વિચાર નકકી થયો. માકુભાઈએ પૈસાની વ્યવસ્થા કરી; ભાડું બાડુ ચુકાવી દીધું. સ્હવારના દશ વાગ્યાની ગાડીમાં સૂરત જવાનું નકકી થયું. સ્હવારે ઉઠયા પછી બબલી બ્હેને ભાગીને કહ્યું, "ભાગી? દાકતર તને હવાફેર કરવાનું કહે છે. તેમ કરવાથી તને

જલ્દી આરામ થશે. કાશીમાં રહેવાની ના કહે છે; માટે, આજે દશ વાગ્યાની ગાડીમાં તને લઇ આપણા દેશમાં જવાનો વિચાર કર્યો છે."

"કયાં જઇશું માસીબા ?"

વાત તો ગુપ્ત રાખવા જેવી ન હતી. કહ્યા વગર ચાલે તેમ ન હતું તેથી બબલી બ્હેને કહ્યું:–" તને તારી મા પાસે લઈ જવી એવો વિચાર છે."

આ સાંભળી ભાગીને શું નું શું થઈ ગયું. તે આવેશમાં બોલી ઉઠી."ના ના, માસીબા ! ત્યાં જવાનું કંઈ કામ નથી. મારે મા પાસે જવું નથી. મારે તેને આ કાળું મ્હોં દેખાડવું નથી. મારાથી તેમ નહિ થાય. માસીબા? તમે મને શા માટે દુ:ખી કરો છો ? મને અહીંજ મરવા દો. હું તેને મ્હોં બતાવી શકીશ નહિ. હું તેના સ્હામું જોઈ શકીશ નહિ. માસીબા ! તમે મારી માને ઓળખતાં નથી: તે મારા જેવીને સંઘરશે નહિ: તે મને કાઢી મુકશે. મારૂં મ્હોં પણ નહિ જુએ માસીબા ? હું તેને છોડી ભાગી આવી છું."

બબલી બ્હેને કહ્યું " બેટા ? તું એમ ગભરાય છે શા માટે ? તારી મા તારા વગર રાત દહાડો રોયા કરે છે, તેની તને કયાં ખબર છે? તેણે મને કેટલાએ કાગળ લખ્યા અને તે તને ખોળે ચાંપશે. તું ગભરા ના ને મારૂં કહ્યું, માન."

માકુએ કહ્યું, "એમાં એટલું બ્હીવાનું શું કારણ છે ! તારી જ્યાં હકિકત સાંભળી કે તારી માનું હૈયું પીગળી જશે. હું કહું છું કે તે તને ખોળે ચાંપશે. વળી તેં એવો ભારે અપરાધ પણ શો કર્યો છે કે તને સંઘરે નહિ ?"

"અપરાધ તો ખરો." બબલી બ્હેને કહ્યું, "પણ તે કુમાર્ગે ગઈ નથીઃ ધર્મભ્રષ્ટ થઈ નથીઃ તેણે તેના સતીત્વની રક્ષા કરી છેઃ છતાં, અપરાધ તો ખરો. ભલે તે છોકરવાદીમાં થયો છે, અજાણમાં થયો છે. પણ ભૂલ્ય તો ખરી. હિંદુ વિધવા જો ક્ષણ માટે પણ પાપી વિચાર કરે, તે કુલાલસાને મનમાં પોષે, તો તેને પરલોકમાં નર્કવાસ કરવો પડે છે. પણ, મે ભાગીને ખોળે લીધી છે, કારણ કે, તેણે તેના પાપનું ભયંકર પ્રાયશ્ચિત કર્યું છે. તેના અંતરનો મેલ ધોવાઈ ગયો છે. જેમ અગ્નિ પ્રવેશથી જાનકી શુદ્ધ થયાં હતાં તેમ તે હવે નિર્મળ અને પાપરહિત થઈ છે." પછી ભાગીને ઉદ્દેશી કહ્યું, "બેટા! તું મારું કહ્યું માન. હું જે કરું છું તે, તારા ભલાને માટે કરું છું. કોણ તને નહિ રાખે? તારી મા જરૂર તને રાખશે અને તેમ નહિ કરે તો આ તારી માસી તને છોડી દેનાર નથી."

માકુએ કહ્યું;—"જવા દેને એ વાત! કાલ્યને માટે શું કરવું તેની વ્યવસ્થા કરીએ. મોટી તને ફરીથી શ્રી વિશ્વનાથનાં દર્શન કરવાનાં મળ્યાં નહિ."

"માકુ! દર્શન થયાં નહિ એમ તું કહે છે? મને ભાગીની પાસે બેસી પ્રતિ દિવસે, પ્રતિક્ષણે શ્રી વિશ્વનાથ અને અન્નપૂર્ણાનાં દર્શન થયાં છે. જો બાબા વિશ્વેશ્વરનાથ કૃપા ના કરત તો ભાગી મળત કયાંથી? જો ભગવાન શ્રી વિશ્વંભરનાથ દિવસ રાત અહીં ના હોત તો તું ભાગીને બચાવી શકત ખરો કે? તેમણેજ તેની રક્ષા કરી છે. તેઓ જ તેને તેની મા પાસે મોકલી આપે છે. તું અને હું તો નિમિત છીએ."

"ભગવાન શ્રી વિશ્વનાથ મહારાજ પ્રભુ !—" ભાગીરથી બોલી. એટલું બોલી પછી બીજું કંઈ તેણે કહ્યું નહિ. તેણે જવાને માટે વાંધો લીધો નહિ. તેની દયાને માટે આવ્હાહન સાંભળી પતિત પાવન શ્રી વિશ્વનાથે તેને માતૃદર્શન કરવા જવાની અનુમતિ આપી; નહિ તો તે ચુપ રહેત નહિ.

સુરત જવાને સ્હવારમાં પરવારી કરી તેઓ દશ વાગ્યાની ગાડીમાં સુરત જવા માટે કાશીના સ્ટેશન પર આવ્યાં. ત્યાં આવી થર્ડ કલાસની ટીકીટ લીધી. તેઓ જી. આઈ. પી. ને માર્ગે દાદરથી બારોબાર સુરત રવાનાં થયાં. ઘટનાક્રમે એજ ગાડીમાં સેકન્ડ કલાસમાં મોહન અને દીનેશ સુરત જવા માટે બેઠા હતા. શું વિધાતાનું વિધાન !

(૩૨)

ગાડી યથા સમયે સુરત પહોંચી. દીનેશે તો પ્રથમથી તાર કર્યો હતો, એથી કરીને તેની પોતાની ગાડી તેને લેવા માટે આવી હતી અને સાથે નોકર પણ આવ્યો હતો. ડબ્બામાંથી ઉતર્યા કે નોકરે સામાન લઇ લીધો અને ઝટ ટીકીટ આપી, બ્હાર નીકળી ગાડીમાં બેસી ઘેર ચાલી ગયા. તેમને થોડી ખબર હતી કે આજ ગાડીમાં ભાગીરથી પણ આવી છે.

આણી તરફ ભાકુભાઇ ગાડીમાંથી ઉતર્યા. સામાન સુમન બ્હાર કઢાવ્યો. ધીમેથી પોતાની બ્હેનને અને ભાગીરથીને ઉતારી, બાજુએ લઈ પુલની આ તરફ સેતરંજી નાંખી, ભાગીને સુવાડી "હું જરા

દીનેશરાય કયાં રહે છે તેની ખબર કાઢી આવું" કહી ગયો. જેવો તે દરવાજા આગળ આવ્યો કે ટીકીટ માસ્તરે તેને જોયો અને જોતાંની વાર બોલી ઉઠયો:—

"અરે માકુ, તું... અહીં કયાંથી? એકલો આવ્યો છું?"

"ના, મોટી બ્હેન અને બીજું એક જણ સાથે છે. પણ તું અહીં કયાંથી? તું તો બોરીઆવી હતો ને?"

"બોરીઆવી છોડયાને આજ કાલ્ય કરતાં છ મહિના થઇ ગયા."

"એમ. ત્યારે તું છ મહિનાથી અહીં છે?"

"હા, પણ તું અહીં કયાંથી? તું કંઇ કામે આવ્યો છું?"

"હા, મારે અહીં દીનેશરાય કરીને એક વકીલ છે, તેમને ત્યાં જવાનું છે?"

"દીનેશરાય! દીનેશરાય તો આજ ગાડીમાંથી ઉતરી હમણાંજ ઘેર ગયા."

"મને શી ખબર કે તેઓ આ ગાડીમાં હશે?"

"હાસ્તો. પણ ત્યારે એમને ત્યાં જવું છે ને? જવાશે પછી. હમણાં તો કંઇ ઉતાવળ નથી."

"કંઈ ખાસ ઉતાવળ નથી પણ જલ્દી જવાય તો સારૂં."

"જલ્દી જવાનું કંઇ કારણ! તું ઘણે દહાડે મળે છે. પહેલાં મારે ઘેર ચાલ, ત્યાં રહે. બીજે ઉતરવાની જરૂર નથી. હું અહીં હોઉં અને તું બીજે ઉતરે એ કયેમ બને? વળી બા પણ અહીં છે અને તે તને જોઇ રાજી થશે."

" તે ખરૂં, પણ, મારી સાથે મોટી બ્હેન છે અને એક જણ બીજું છે તે બિમાર છે."

" તેથી શું ? તે કંઈ બહુ બિમાર તો નથી ને ? અને જો તેમ હોય તોપણ તેને માટે ગાડીનો બંદોબસ્ત કરી આપું. તું જરા દાતણ પાણી કર, ચ્હા બા પી. પછી કરારે જા."

" વારૂં ત્યારે એમ. પછી— "

" જો હું પોર્ટરને કહું છું. તારો સામાન મારે ત્યાં લઈ જશે અને હું પણ ટીકીટો ગણી આપી તારી સાથે આવું છું." એટલું કહી તેણે પોર્ટરને હાક મારી અને માકુની સાથે જઈ તેનો સામાન પોતાની ઓરડીમાં લઇ જવા કહ્યું.

માકુ પોર્ટરને લઈ પોતાની મોટી બ્હેન બેઠી હતી ત્યાં આવ્યો. માકુને જોતાંજ તેણે પૂછ્યું:—

" કયેમ ખબર કાઢી કે ? "

" ખબર શું કાઢે ! આપણો હાજી અહીં ટીકીટ કલેકટર છે. તે મળ્યો. તે કહે છે કે મારે ત્યાં જરા ચ્હા પી કરીને પછી જાઓ. આટલા વ્હેલા જઈને શું કરશો ? "

" કયો હાજી ? ભીમભાઈનો ભાઈ તો નહિ ? "

" હા એજ ! આપણે ત્યાં આવતો હતો. કયેમ એ ક્રીકેટ રમવામાં હોંશિયાર હતો અને તે ગોકળદાસની સ્કુલમાં ભણતો હતો. "

" ઓળખ્યો. પણ આપણને તેમ કરવામાં વાર તો નહિ થાય ને ? "

" વાર શાની થવાની છે. એ તો સ્ટેશનપરજ રહે છે. વળી હમણાં હજી મળસ્કું થયું છે. આપણે દાતણ પાણી કરી, ચ્હા પી

કરીને જઇએ તો ઠીક. દાજી છે તે ગાડી બાડીનો બંદોબસ્ત પણ કરી આપશે."

"વારૂ. ત્યારે સામાન ઉપડાવ."

"એટલું કહી પોર્ટરને સામાન ઉચકી લઈ જવા કહ્યું, પોર્ટર સામાન ઉચકીને લઈ ગયો, એટલામાં દાજી ત્યાં આવી લાગ્યો. દાજીને જોતાંજ બબલી બ્હેને પુછ્યું:

"કેમ ભાઇ! સારી પેઠે છે?"

દાજીએ નમસ્કાર કરી કહ્યું:—"હા, માજી, આપના આશિર્વાદથી સારી પેઠે છું." થોડીવાર ભાગીરથી તરફ જોઈ તેણે પુછયું:—"આ કોણ આપણે ત્યાં રહેતાં હતાં તેમની દીકરી તો નહિ?"

"હા, તેજ." માકુએ જવાબ વાળ્યો.

"એની તબિયત સારી જણાતી નથી. હું આરામ ખૂરશી પર તેને બેસાડી આપણે ત્યાં લઇ જવાનો બંદોબસ્ત કરૂં."

"ના ના, તેમ કરવાની શી જરૂર છે. માસીબાને ખભે ટેકવી હું ધીરી ધીરી ચાલી શકીશ."

દાજીએ આ વાત સ્વીકાર કરી નહિ. તેણે આરામ ખૂરશી મંગાવી, ભાગીને તેના પર સુવરાવી તે પોતાને ઘેર લઇ ગયો.

દાજીભાઈ જાતનો દેસાઇ હતો તેનો મ્હોટો ભાઇ મહાલક્ષ્મીના સ્ટેશન પર ડેપ્યુટી સ્ટેશન માસ્તર હતો. દાજી મુંબઇની ગોકલદાસ તેજપાળ સ્કુલમાં અભ્યાસ કરતો હતો, તેને અને માકુભાઇને દોસ્તી હતી. દાજી ઘણીવાર માકુભાઈને ત્યાં આવતો અને માકુ-પણ તેને ત્યાં જતો હતો. બન્ને એકજ ક્રિકેટ કલબના મેમ્બર

હતા. દાજી સ્વભાવે સુશિલ હતો અને તેનામાં બીજાં અપલક્ષણુ નહતાં. તે માકાભાઈની કલબનો મેમ્બર ન હતો. ભાગ્યેજ તે કોઈ વખત કલબમાં આવતો; કારણુ કે, તેને તેના મોટા ભાઇનો ધાક હતો. તેણે છઠ્ઠા ધોરણુનો અભ્યાસ પૂરો કર્યો અને મેટ્રીકમાં આવતાંજ તેના ભાઈએ તેને રેલ્વેમાં નોકર રખાવી દીધો હતો, અને તે બોરીયાવીથી હંગામી નોકરીએ પણુ સુરત આવ્યો હતો. જેની બદલીએ આવ્યો હતો તે તેની ન્યાતનો હોવાથી રેલ્વે કવોર્ટર્સમાં તેની ઓરડીમાંજ રહેતો હતો.

દાજી ભાગીરથીને ખુરસીમાં સુવાડી પોતાની ઓરડી પર લઈ ગયો. દાજીની મા પોતાના દીકરાને કોઇને ખુરસી પર સુવાડી લાવતાં જોઇ જરા ગભરાઇ પણુ માકુને જોતાંજ દાજીને ઉદ્દેશી કહ્યું:–
"માકુને કયાંથી પકડી આણ્યો ?"

"આ માકુ, તેની મોટી બ્હેન અને આને લઇ દીનેશરાય વકીલને ત્યાં જતા હતા. દીનેશરાયનું ઠેકાણું પણુ બરાબર ખબર નથી, મેં કહ્યું કે બા અહીં છે, તેને મળી, ચ્હા પાણી પી, પછી દીનેશરાયને ત્યાં જજો."

"સારૂં કર્યું." એટલું કહી, તેણે સેતરંજી પાથરી. અને બીજું બિછાનું હતું તે પર ભાગીરથીને સુવાની ગોઠવણુ કરી આપી. ભાગીરથીને સુવરાવ્યા બાદ તેણે દાતણુ અને પાણીનો ભરેલો લોટો લાવી બબલી બ્હેન આગળ મૂકયો અને પુછ્યું:–

"તમે મુંબઇથી આવો છો ?"

"અમે કાશી જાત્રા કરવા ગયાં હતાં, ત્યાં આ મારી બ્હેનની

દીકરી માંદી થયેલી જણાય, માટે તેને લઈ અમે એની મા પાસે મુકવા આવ્યાં છીએ."

"પણ તમે આવ્યાં તો મુંબઈ તરફની ગાડીમાંથી?"

"હા. કાશીથી અમે સીધી મુંબઈની ટીકીટ લીધી, પણ મુંબઈ ન ઉતરતાં દાદરથી ગાડી બદલી સુરત આવ્યાં."

"ઠીક, દાતણ પાણી કરો, શૌચ જઈ આવો. હું ત્હા તૈયાર કરાવું છું. અહીંજ ઉતરવું હતું ને?"

"અહીંજ ઉતરત, પણ આ છોકરીની તબિયત સારી નથી અને એને એની મા પાસે લઈ જવી છે; નહિ તો આ પણ ઘરજ છે ને. માકુને અને દાજીને તો જાણે સગા ભાઈ જેવો સ્નેહ."

"હાસ્તો. તમારો માકુ તો ઘણીવાર અમારે ત્યાં આવતો હતો. કેમ માકુ, ખરૂં કે નહિ?"

"હા, આવતો હતો અને તોફાન પણ કરતો હતો, નહિ વારૂ?" માકુભાઈએ કહ્યું.

"હા, હવે તો સુધર્યોને? કંઇ લગન બગન કર્યાં કે નહિ?"

"લગ્ન કરીશ ત્યારે તમને બોલાવ્યા વગર રહીશ કે?" માકુએ કહ્યું.

"એને લગ્નજ ક્યાં કરવાં છે?" બબલી બ્હેને કહ્યું.

"ના, ના, એવું કંઈ નથી. એ તો અમસ્તી એમ કહે છે." શરમાવતાં માકુ બોલ્યો.

બબલી બ્હેન શૌચ ગઇ. માકુ દાજીની સાથે વાતો કરવા લાગ્યો. ઘણે લાંબે વખતે બે મિત્રો મળ્યા. પૂર્વના ઘણા બનાવો

યાદ કર્યાં. આમ વાતચીતમાં વખત જણાયો નહિ. બબલી બ્હેને સ્નાન કર્યું. સ્નાન કરી ચ્હા પીવા બેઠયાં. ચ્હા પીતાં દાજીની માએ કહ્યું:–

"તમે ઠીક એટલી જાત્રા કરી આવ્યાં. હું જાઉં જાઉં કરૂં છું, પણ જવાતું નથી. નસીબમાં હોય તો થાય, નહિ તો, જાત્રા કંઈ રસ્તામાં પડી છે?"

"હાસ્તો, પણ તમારે તો મફત પાસની પણ સગવડ છે ને જતાં કેમ નથી?" બબલી બ્હેને પુછ્યું.

"મોટાને કહું છું ત્યારે તેને રજાનો વાંધો. હવે વિચાર થાય છે કે દાજીને લઈ એકવાર થોડી જાત્રા કરી આવું."

"હા, એ ઠીક." માકુએ કહ્યું, "મારે પણ મોટીને જગન્નાથ, હરદ્વાર વિગેરે લઇ જવી છે. દાજી તું એવી જોગવાઇ કરજે કે આપણે બધાંને સાથે જાત્રા કરવાનું થાય. તું બાને જાત્રાએ લઈ જવાનું નક્કી કરે ત્યારે મને પણ લખી જણાવજે."

"જાત્રામાં બબ્બું બે માણસનો સંગાથ હોય તો સારૂં. દાજીની માએ કહ્યું.

"વારૂ. હવે જાત્રાએ જઇશું ત્યારે વાત. અત્યારે તો કંઈ છે નહિને?" દાજીએ કહ્યું.

"અત્યારે તો નથી. પણ મારે જાત્રાએ તો જવું છે. જેને પાસની સગવડ નથી હોતી તેવા પૈસા ખર્ચીને જાત્રા કરી આવે છે ને મારે સગવડ ત્યારે સાથ નહિ." બળાપો કરતાં દાજીની મા બોલી.

"હવે, તને કની બધી જાત્રા કરાવીશ. સમજી?" દાજીએ કહ્યું.

ચ્હા પી પરવાર્યાં. વાતચીતમાં દોઢેક કલાક વીતી ગયો. માકુએ પોતાના મિત્રને કહ્યું:—

"દાજી! તું અમને હવે જવાને માટે બંદોબસ્ત કરી આપે તો સારૂં!"

"કયેમ બહુ ઉતાવળ છે?" દાજીએ પુછ્યું.

"ના, ઉતાવળ તો નથી. પણ ત્યાં વખતસર પહોંચાય તો ઠીક."

"વારૂ ત્યારે તું કહેતો હોય તો ગાડી બોલાવું. અને જો ભાગીરથીને ગાડીમાં જવાથી તકલીફ પડે, એમ હોય, તો 'રેડક્રોસ'ની માંદા માણસની ગાડી મંગાવું. બોલ્ય, તારો શો વિચાર છે?"

"ના, ના એવી કંઈ જરૂર નથી."

દાજીએ ગાડી બોલાવવા માણસ મોકલ્યો. 'ગાડી આવી છે,' એમ માણસે કહ્યું કે પુનઃ આરામ ખુરશી પર ભાગીને સુવાડી, ગાડી પાસે લઈ ગયા અને તેને ગાડીમાં બેસાડી, જતાં જતાં દાજીની માએ બબલી બ્હેનને કહ્યું;—

"અહીંથી જાઓ તો મળીને જજો; ને અહીં પણ બે એક દહાડા રહેજો."

"વારૂં, કંઇ નહિ. જરૂર આવીશ. મળ્યા વગર તો નહિજ જઉં."

માકુ અને તેની બ્હેન ગાડીમાં બેઠાં. ગાડી કયાં લઇ જવી તેની દાજીએ ગાડીવાળાને સૂચના આપી અને માકુને ફરી મળવાનું કહ્યું. ગાડી દીનેશરાયના ઘર તરફ જવા નીકળી.

33

જ્યારે ભાકુભાઈ સ્ટેશનપર ઉતર્યો અને પોતાના મિત્રને મળ્યો ત્યારે દીનેશરાય મોહનને લઈ પોતાના ઘર તરફ ચાલી ગયા.

આજ બે દિવસ થયાં દીનેશ મોહનના સર્વ પ્રશ્નોના જવાબને ઉડાવે છે. હવે તેના પ્રશ્નોને ઉડાવનારા જવાબ આપવાની જરૂર નહિ રહે. મિથ્યા બોલવાનું કારણ નહિ રહે અને વળી મોહનનું સુખ સ્વપ્ન નષ્ટ થશે. જ્યારે સત્ય ઘટના તેના જાણવામાં આવશે ત્યારે મોહનની શી સ્થિતિ થશે, એ વિચાર આવતાં દીનેશનું શરીર કાંપતું હતું. તેનું મ્હોં વ્હીલાઇ જતું હતું: તે મનમાં કહેતો હતો કે, 'રે! ભગવાન! આ હતભાગીના નસીબમાં હજી કેટલું કષ્ટ ભોગવવાનું બાકી છે!' આમ વિચારમાં અજાણતાં તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

મોહનના લક્ષમાં આ આવ્યું નહિ; પરંતુ તેને ચૂપચાપ જોઇ મોહને પુછ્યું, "દીનેશ તું કેમ કંઇ બોલતો નથી?"

"રાત્રે ઉંઘ આવી નથી, તેથી શરીર કથળે છે, અને મનમાં કોણ જાણે શું થાય છે, તે ખબર પડતી નથી. વાત કરવાનું મન થતું નથી."

મોહને તે ખરૂં માન્યું અને કહ્યું;-

"વારૂ, પણ તારે હવે કની કેટલીક મારી ચિંતા વ્હોરવી પડશે. શું સમજ્યો?"

દીનેશે આનો કંઇ જવાબ આપ્યો નહિ. મોહને પણ ફરી વાત છેડી નહિ.

થોડીવારમાં ગાડી દીનેશના ઘર આગળ આવી પહોંચી. ચાકરને સામાન ઘરમાં લઈ જવાનું કહી દીનેશ એકદમ ગાડીમાંથી ઉતરી સીધો ઘરમાં ચાલી ગયો. મોહન સમજ્યો કે મારા આવાગમનની ખબર, ભાગીને અને તેની માને આપવા માટે, દીનેશ જલ્દી ચાલી ગયો. મોહન ગાડીમાંથી નીચે ઉતર્યો. ચાકરો સામાન ઉંચકવા લાગ્યા. એક નોકરે મોહનને કહ્યું, "શેઠજી! આપ દિવાનખાનામાં બેસો. અમે સામાન લઇ જઇ ઠેકાણા સર રાખીશું."

મોહન મેડીપર દિવાનખાનામાં જઇ બેઠો. દિવાનખાનામાં એક ન્હાનું બારણું હતું, જેમાં થઇ પાછલી મેડીમાંથી નીચે ચોકમાં જવાતું હતું. જ્યારે મોહન પ્હેલીવાર સુરત આવ્યો હતો ત્યારે આ બારણે થઇ નીચે જમવા માટે ગયો હતો, એ એને યાદ હતું. મોહન આ બારણા તરફ વારંવાર જોતો હતો—સતૃષ્ણ નયને જોતો હતો. તેના મનમાં એમ થતું હતું, કે 'સહુથી પ્હેલી ભાગીરથી હમણાં અહીંથી આવશે અને પગે પડી બાઝી પડશે. પણ આ શું? આટલી વાર થઇ અને ભાગી હજી જણાતી નથી એ શું? દીનેશ તો ક્યારનોએ ઘરમાં ગયો છે ને હજી સુધી કયેમ કોઇ દેખા દેતું નથી? આજ બે વર્ષ થયાં મ્હોઢું જોયું નથી અને એને જરાપણ એમ થતું નથી, કે જલ્દી આવું! વળી તેના મનમાં વિચાર આવ્યો કે તે કદાચ માંદી હશે; નહિ તો આવ્યા વગર રહે ખરી? એથીજ કદાચ દીનેશને પણ વાર લાગી હશે.' તેનાં મનમાં વળી એમ થયું કે લાવને હુંજ નીચે જાઉં, આમ તેના મનમાં અનેક તર્કવિતર્ક થતા હતા તેનું મન અનેક વિચારોની ક્રીડાભૂમિ બની ગયું હતું.

તેને વધારે વાર રાહ જોવી પડી નહિ. તે બારણામાંથી એક રમણી અંદર દાખલ થઈ. મોહન જે ખુરશીપર બેઠો હતો તેની સ્હામે થોડે છેટે ઉભી રહી. આ રમણીના મ્હોં પર અત્યારે અનેક ભાવની છાયા જણાતી હતી. શોક, સ્હજ આનંદ, ચિંતા, ભય, તેના હૃદયમાં સંગ્રામ કરી રહ્યાં હતાં. તે પૂતળાની માફક સ્તબ્ધ રહી. તેના મ્હોંમાંથી શબ્દ બ્હાર નીકળ્યો નહિ. મોહન પોતાની અભાગી સ્ત્રીની આ અવસ્થા જોઇ બોલ્યોઃ-

—"ભાગી ક્યાં ? કેમ એ જણાતી નથી ?"

મોહનના મ્હોંમાંથી આટલા શબ્દ નીકળતાંની વાર તે ધબ લઈ નીચે પડી, મ્હોટો ધ્રુસ્કો મૂકી રડી પડીઃ- "ઓ દીકરીરે...... ... ... ઓ ભાગી ? તું ક્યાં ગઈ રે બા ? ... ... "

મોહનની સ્ત્રીથી વધારે બોલાયું નહિ. તે પોક મૂકી રડવા લાગી. મોહન આભો બની ગયો. શું છે, તેની તેને ખબર પડી નહિ. તેના મનમાં પુછવાનો વિચાર થયો, પણ જીભ તાળવે ચ્હોંટી ગઈ. તેને શું કરવું, તેની સૂઝ પડી નહિ. તે પોતાની સ્ત્રીને વાંસે હાથ ફેરવવા લાગ્યો.

એટલામાં બારણામાં બીજી બે સ્ત્રીઓ જણાઈ-એક દીનેશની સ્ત્રી અને બીજી તેની દીકરી જયા. દિવાનખાનાનો મામલો જોઈ, તેણે ઝટ પોતાની દીકરીને અંદર મોકલી. જયા બિચારી શું કરે ? માતાની આજ્ઞા. તે ધીમે ધીમે અંદર આવી મોહનની સ્ત્રીનો હાથ પકડી કહેવા લગી;-"મ્હોટી કાકી ! ઓ મ્હોટી કાકી !"

મોહનને હવે વાચા સ્ફુરી. તેણે જયા તરફ જોઈ કહ્યું:-

"કોણુ ભાગી?"

આ પ્રશ્ન સાંભળતાંની વાર જયાની આંખ્યોમાં આસું આવ્યાં તે રડી પડી અને બોલી:-"ના, હું ભાગી નહિ-"

આ શો ઘોટાળો છે તેની મોહનને સમજ પડી નહિ. મોહનની સ્ત્રી દુ:ખથી વિવશ બની મુર્ચ્છા ખાઈ પડી. મોહન તેનું શરીર સંભાળી શકયો નહિ. લજ્જા રાખવાનો આ સમય નથી, એમ જાણી દીનેશની સ્ત્રી અંદર આવી, ઝટ તેણે મોહનની સ્ત્રીનું માથું પોતાના ખોળામાં લીધું. જયા પંખાવતી વાયરો નાંખવા લાગી. આજ વખતે દીનેશ પણ અંદર આવ્યો.

દીનેશને જોતાંનીવાર મોહનને બોલવાની શકિત આવી. તેણે ધ્રુજતા અવાજે પુછ્યું, "ભાઈ, દીનેશ, ભાગી શું નથી?"

દીનેશ પત્થરનું હૈયું કરી આવ્યો હતો. તે જાણતો હતો કે હૈયુ કઠણ કર્યા વગર છુટકો નથી. આ વખતે જો પોચું હૈયું રાખ્યું તો કામ કથળી જશે. તેણે તીવ્ર સ્વરે, કહ્યું, "આજ ત્હારી ભાગીરથી છે એમ સમજ. એનેજ ત્હારા ખોળામાં લે. ભાગીની વાત ફરીથી મ્હોંપર લાવતો નહિ."

આ શો ગજબ! આ શી વાત! દીનેશ આ બોલે છે શું? તેનો અવાજ આવો કર્કશ શા માટે? મોહને જયાને ખોળામાં લીધી અને ખુરશી પર પડયો, અને દીનેશના સ્હામું એક ટશે જોઇ રહ્યો.

દીનેશે આજ કૃતસંકલ્પ કર્યો હતો કે આજે દયા દેખાડવી નહિ. આજ તો વજ્ર નિક્ષેપ કરવોજ. દીનેશે મોહનના તરફ જોઈ, ખેદમિશ્રીત કર્કશ સ્વરે કહ્યું, "મોહન? તું તારી કલંકિની દીકરીની વાત

ભૂલી જા. ભાગીરથી નામે તારે કોઈ દીકરી હતીજ નહિ. મનમાંથી આ વાત સદાને માટે કાઢી નાંખ. જેણે તારા કુળ સ્હામું જોયું નહિ જેણે ધર્મ સ્હામું જોયું નહિ: જે પરપુરૂષ સાથે ઘરમાંથી પલાયન કરી ગઇ: એવી આપણી છોકરી હોયજ નહિ. એવી છોકરી આ સતીને પેટે જન્મે નહિ-કદિ નહિ. એવી પાપી છોકરીને માટે રોવાનું હોય ખરૂં? એનું નામ પણ લેવાય નહિ. ભાભી! તમે પણ આ શું કરો છો? જયા તું શા માટે રડે છે? કુળમાં કલંક લગાડનારી, આંખ્રુ પર પાણી ફેરવનારી, કલંકિની, પાપીષ્ટાને માટે આટલું બધું કકળાણ એ શું? ભાભી! તમે તો તે દહાડે કહ્યું હતું કે મારે પેટે અસતી જન્મે નહિ. મારે મન તો છોકરી મરી ગઇ છે, ને આ શું કરો છો?" અતિ કર્કશ સ્વરે, એકે શ્વાસે દીનેશે આ સર્વ કહ્યું. આમ રોષથી બોલવું એ તેના સ્વભાવ વિરૂદ્ધ હતું. આટલું બોલતાં શું બોલ્યો ખરો, પણ પછી તેનો જુસ્સો ઉતરી ગયો. તે ધબ લઇ ખુરશી પર બેસી ગયો અને લમણે હાથ મૂકયો, અને તે પણ રડુ રડુ થઇ ગયો.

દીનેશના કહેવાની મતલબ સરી. તેના ઉત્તેજીત વાકયોથી મોહનની સ્ત્રી શુદ્ધિમાં આવી. તેણે પોતાના મનની દુર્બળના ત્યજી દીધી. તે સરાડી બેઠી થઈ અને દ્રઢ સ્વરે બોલી; "તમે ખરૂં કહો છો, દિયરજી! મારે પેટે એવી કોઈ છોકરી જન્મી જ ન્હોતી. ભાગી જેવી કોઇ છોકરી હતી જ નહિ. જે વિધવા પોતાના ધર્મની રક્ષા કરી શકે નહિ અને ચોરની માફક છાની માની ઘરમાંથી ન્હાસી જાય, તે મારી છોકરી સંભવે નહિ. આપ ખરૂં કહો છો. એને માટે

રડવાનું હોય નહિ. તમે શાંત થાઓ; મન દઢ કરો: એ બધું ભૂલી જાઓ: આ દુનિયામાં આ સોના જેવા દિયરજી, લક્ષ્મી જેવી વહુ અને આ જયા સિવાય આપણું કોઇ નથી. જયા એ આપણી છોકરી છે. એના સ્હામું જુઓ: એને ખોળામાં લઈ તમારૂં દુ:ખ વિસારો. ચાલો, આપણે સહુ નીચે જઈએ. જયા, બેટા! તું તારા કાકા પાસે રહે."

દીનેશે કહ્યું, "મોહન ભાઇને પણ અંદર નીચે લઈ જાઓ, એને અહીં બેસી રહેવા દેવો એ ઠીક નથી."

મોહને કંઈ જવાબ આપ્યો નહિ. તે જડભરતની માફક ખુરશી પર બેસી રહ્યો. જાણે તેના માથા પર વજ્રાઘાત થયો હોયની તેમ અવાક્ બેસી રહ્યો. જાણે કંઈ આ બનાવ સાથે તેને સંબંધ ન હોય તેની માફક ચુપચાપ બેસી રહ્યો. આસપાસ જાણે કંઇ બન્યું નથી તેની માફક; પત્થરના પૂતળાની માફક, કે શરીરમાંનું લોહી વહેતું બંધ થયું હોય તેની માફક, ફાટી આંખે જોતો બેઠયો રહ્યો. તેનામાં બોલવાની શકિત નથી, રોવાનું સામર્થ્ય નથી, ઉઠવાની તાકત નથી. ખરેખર આ ઘણી ભયંકર અવસ્થા હતી.

દીનેશ તેની આ અવસ્થા જોઇ ભય પામ્યો. તેને લાગ્યું કે વખતે મોહનનું હૈયું એકાએક બંધ થઈ જશે તો! તે મોહનની પાસે જઈ બોલ્યો. "મોહન! તું રડ–જરા રો."

થોડી વાર પછી જાણે સ્વપ્નામાંથી જાગૃત થયો હોય તેમ તે બોલ્યો, "રડું–કોને રડું? આંખ્યોમાં આંસુ આવતાં નથી."

મોહનનું બોલવાનું પુરૂં થયું એટલામાં ઘર આગળ ગાડી

આવીને ઉભી રહી, એમ દીનેશને અવાજપરથી જણાયું. તેણે બારી-માંથી જોયું તો ખરેખર ગાડી ઘર આગળ ઉભી છે અને એક જણ ગાડીમાંથી નીચે ઉતરે છે.

તે ઝટ દાદર ઉતરી નીચે આવ્યો તો ખડકીમાં સ્હામો બાકુભાઇ મળ્યો. તેણે તેને પ્રણામ કર્યાં. દીનેશ ક્ષણવાર તેના સ્હામું જોઇ રહ્યો. આ જોઈ બાકુએ કહ્યું, "આપે મને ઓળખ્યો નહિ, વારૂ? હું બાકુ. અમે મુંબઈમાં ઠાકોરદ્વાર આગળ રહીએ છીએ. મોહનભાઈનાં ઘરનાં અમારે ત્યાં રહેતાં હતાં,"

દીનેશે કહ્યું, "ઓળખું છું. શા માટે નહિ. ગાડીમાં બીજું કોઇ નથી?"

"જી હા. મારી મોટી બ્હેન છે અને—" એટલું બોલી બાકુ ચુપ રહ્યો.

"તમારી મોટી બ્હેન છે? ભલે, આવો." એટલું કહી તેણે જરા અંદર જઈ હાક મારી:—

"જયા! ઓ જયા! તારાં મોટી કાકીને કહે કે મુંબઇથી બાકુભાઈ અને તેમનાં બ્હેન આવ્યાં છે."

આ સાંભળતાંની વાર મોહનની સ્ત્રી ઝટ બ્હાર આવી અને ઓટલાનાં પગથીયાં નીચે ઉતરી, ગાડી પાસે જઇ બોલી; "બબલી બ્હેન, તમે!"

"હા, બ્હેન! હું આવી છું, પણ એકલી નથી. સાથે ભાગીને પણ લાવી છું."

એકાએક માથા પર વિજળી પડવાથી તે જેટલી ચમકી ન

હોત તેનાથી વધારે તે આ શબ્દોથી ચમકી ઉઠી અને બોલી:-
" શું કહો છો બ્હેન? શું ભાગી-ઈ!"

બબલી બ્હેન જવાબ આપે તે પૂર્વે માકાભાઈએ મ્હોટેથી કહ્યું, "હા, ભાગીરથી. ભાગીરથીને લઇને અમે આવ્યાં છીએ."

માકુ આ એટલા ઉચ્ચ સ્વરે બોલ્યો કે એ સાંભળતાંની વાર ઘરમાંથી દીનેશની સ્ત્રી અને જયા બ્હાર આવ્યાં. દીનેશે કહ્યું:—

" ભાગી-અમારી ભાગીરથી!"

મોહન પણ માકુના શબ્દો સાંભળી નીચે આવ્યો અને "કોણ! દીકરી ભાગી!" કહી ઓટલાના પગથીઆં ઉતરવા લાગ્યો. તેની સ્ત્રી પાસેજ ઉભી હતી. તે તેની તરફ ફરી દૃઢ સ્વરે બોલી:—"ભાગી-કોની ભાગી? આપણે ભાગી છે કયાં? તમે ક્યાં દોડો છો? ભાગીના નામે તો બે વર્ષ પહેલાં ન્હાઇ નાખ્યું છે, તે શું જાણતા નથી?"

માકુભાઈથી આ સહન થઈ શકયું નહિ. તે મોટેથી ગર્જી ઉઠયો, "ના તે હજી સુધી મરી નથી. તે મરવાને અહીં આવી છે. અમે આજ તેને આ સ્મશાનમાં લઇ આવ્યા છીએ. કોચમેન ગાડી ફેરવ." એટલું કહી તે ઓટલા પરથી ઉતરવા લાગ્યો. દીનેશે તેનો હાથ પકડી કહ્યું, "ભાઈ છે શું? તે તો કહો? મને આમાંનું કંઈ સમજાતું નથી."

માકુ ગુસ્સામાં હતો અને તેણે ગુસ્સામાં જ જવાબ આપ્યો; "તે કોઈથી સમજાય તેમ નથી. ભાગી મરવા પડી છે. મરતાં મરતાં તેને એમ થયું કે એક વાર માબાપનું મ્હોં જોવું, તેથી એ મરતી

છોકરીને અમે ભાઈબ્હેન મહા મહેનતે અહીં લઇ આવ્યા. અહીં તો જોઉં છું કે ભાગી તો કયારની મરી ગઈ છે. ભોગ લાગ્યા કે તેને અહીં લઇ આવ્યા. તેને જઈ કોઈ ઝાડ નીચે નાખી આવીએ કે થયું. તેનો પ્રાણુ જાય કે પીડા પતી." એટલું બોલી દીનેશનો હાથ તરછોડી કમ્પતા હોઠે, ધ્રુજતે શરીરે ક્રોધાવેશમાં બોલ્યો: "બ્હેન ભાગી! તારાં માબાપ મરી ગયાં છે. આ તારાં માબાપ ન હોય. એ તો તારી માનું પ્રેત કે તારા બાપનું ભૂત છે. ચાલ્ય મા! તને એ ઓળખતાં નથી. તું એમની કંઇ સગી નથી. ચાલ્ય મા! અહીં ઘડી પણુ થોભવું નકામું છે. ચાલો આપણે જોઇએ."

દીનેશ ગાડી પાસે આવ્યો. ગાડીમાં માકુની મોટી બ્હેનના ખોળામાં માથું રાખી ભાગી નિશ્ચેતન જેવી પડી હતી. દીનેશે એકદમ ભાગીને બે હાથમાં ઉચકી લીધી અને બોલ્યો, "આવ બેટા! કોણુ કહે છે તારે કોઈ નથી? કોઇ નહિ હોય તો પણુ તને તારા કાકા અને કાકી છે." એથી વધારે એક અક્ષર પણુ બોલ્યા વગર તે ભાગીને ઉચકી ઘરમાં લઈ ગયો. તેને કોઈની મદદની પણુ જરૂર પડી નહિ. કોણુ જાણે કયાંથી તેનામાં એકાએક સિંહના જેવું બળ આવ્યું. તે મૃતકલ્પ ભાગીને લઈ ઘરમાં ગયો અને તેને સેતરંજી પર સુવાડી.

ભાગીરથી લગભગ બેશુદ્ધ હતી. તેની આંખ્યો વીંચાયલી હતી. આ જોઈ તેણે પોતાની દીકરીને હાક મારી, "જયા! જા સ્મેલીંગ સોલ્ટની શીશી અને કોલનવોટર લાવ્ય તો. અરે કુબેર! તું જા ઝટ દાકતર સાહેબને હમણાંને હમણાં તેડી લાવ્ય. તું પથારી પાથર

અને માથે પાણીની ઝાપટ નાંખ અને આ શીશી સુંઘાડ."

મોહન પણ શાંત રહી શક્યો નહિ. તે પથારી પાસે આવી ભાગીને ખોળામાં લેવાનો વિચાર કરવા લાગ્યો; પરંતુ, દીનેશ તેને તેમ કરતાં અટકાવ્યો અને કહ્યું, "મોહન! આ શું કરે છે? તેને પહેલાં ધારણ વળવા દે. પછી એને બોલાવ."

દીનેશની સ્ત્રી અને છોકરી ભાગીની સુશ્રુષા કરવા લાગ્યાં.

મોટીબ્હેન ભાગીનું માથું ખોળામાં લઈ પવન નાંખવા લાગી. તેની મા વ્યગ્ર દૃષ્ટિથી ભાગી ભણી જોઈ ઉભી રહી.

માકુનો રોષ હજી ઉતર્યો નહોતો. તે અંદર આવ્યો. કેટલીક-વાર ભાગીના સ્હામું જોઇ રહ્યો અને બોલ્યો, "મોટી! ભાગી બચશે કે નહિ, તે કોણ જાણે? આપણે અહીં એને મરવા માટેજ આણી લાગે છે. દીનેશરાય! આપ મુરબ્બી છો અને હું જે આપને કહું છું, તે ખરૂં કહું છું. ભાગીરથી એ ખરેખર સતી છે. બુદ્ધિભ્રમને લીધે તે ઘર છોડી ચાલી નીકળી, એ ખરી વાત, પરંતુ, તેણે કોઈ પણ પ્રકારનું નિંદ્ય કામ કર્યું નથી. તેણે જે અપરાધ કર્યો હતો તેનું તેણે પૂર્ણ પ્રાયશ્ચિત કર્યું છે. પાપનો સ્પર્શ પણ તેના શરીરને થયો નથી. રાયજી! તેણે સતીત્વરક્ષાને માટે જે જે કષ્ટ સહન કર્યાં છે, જે દુઃખ વેઠયાં છે, તે જો તમે જાણો તો તમે તેના પાદરજના સ્પર્શથી પવિત્ર થવાય એમ માનો, પણ અત્યારે તે કહે-વાની જરૂર નથી."

ભાગીરથી જે અત્યાર સુધી બેશુદ્ધ હતી તે હવે શુદ્ધિમાં આવી. તેણે આમ તેમ આંખ્ય ફેરવી. તેની મ્હોટી માસીએ કહ્યું:—"કયેમ છે મા! ભાગી! સહુ સારૂં થઈ જશે હો".

ભાગી ધીમેથી બોલી, "બા—"

તેની માથી ચુપ રહેવાયું નહિ. તે રડી પડી. તેણે ભાગીનું માથું પોતાના ખોળામાં લીધું અને આંખ્ય લુછી કહ્યું;–"આ રહી મા! હું વેગળી નથી. જો આ તારાં કાકી છે. આ તારા બાપ રહ્યા. ગભરાઈશ ના હમણાં દાકતર આવે છે. સારૂં થઈ જશે, બેટા!"

ભાગી પુનઃ બોલીઃ—"બાપા."

મોહને કહ્યું, "હાં મા! શું છે બેટા?"

એટલામાં દાકતર આવ્યો. આવતાંની વાર દીનેશને પુછ્યું :- "હલો! દીનેશરાય, શું છે?"

દીનેશે કહ્યું, "મારા એક મિત્રની દીકરી ઘણી બીમાર છે."

દાકતર અંદર ગયો. ભાગીનું શરીર તપાસ્યું, નાડ જોઈ, જીભ જોઇ, સ્થેટ્રસ્કોપથી ફેફસાં તપાસ્યાં અને દવા લખી આપી. જતાં જતાં કહ્યું, "હું સ્હાંજે આવી ઇન્જેકશન આપીશ. ગભરાવા જેવું કંઇ છે નહિ. અશક્તિ છે. મન પર સખ્ત આઘાત છે."

ઇશ્વર કૃપાથી ભાગીરથીની તબિયત દિવસે દિવસે સુધરવા માંડી. દાકતર બે વખત આવી ખબર લેતો અને તે પણ ઘરના સાથે ગાઢ પરિચયમાં આવતો ગયો. ભાગીને સારૂ થતું જોઇ સર્વને આનંદ થયો. મોટીબ્હેનનું કામ સાર્થક થયું. માકુને સંતોષ થયો. ભાગીની મા તો બબલી બ્હેનને કહેતી કે, "તમારા પુણ્યથી જ આ છોકરી પાછી અમને મળી કે પુનઃ જીવતી થઇ."

વાંચક! આપણે અહીંથી અટકી ભવિષ્યમાં બનશે તો પાછા ફરી મળીશું અને આ સુખમય કુટુમ્બની ખબર લઈશું.

સમાપ્ત.

## આજ લેખકનાં બીજાં કેટલાંક પુસ્તકો—

### દિલેર ડાકુ.

આ નવલકથાનું રચનાકૌશલ્ય એવું તો મનોવેધક છે કે વાંચનાર આપો આપ વાર્તાના પ્રવાહમાં તણાયો જાય છે. કહેવાતા ડાકુ પરંતુ ખરી રીતે ઉદાર અને ઉપકારને નહિ વિસરનાર એક મુસલમાન વીરની આ કથા રમણીય અને તલસ્પર્શી છે. ( છપાય છે. )

### પુષ્પ રેણુ.

સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી' પત્રમાં પ્રસિદ્ધ થયેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ. ભાવવાહી, હૃદયસ્પર્શી મનોમુગ્ધકર ન્હાની વાર્તાઓ. જે લોકાદરને પાત્ર નીવડી છે, અને ઘણી પ્રશંસા પામી છે. ઘણા જણની માંગણીથી મુદ્રણ કરવામાં આવે છે. ( છપાય છે. )

### ભડપુરની ભદ્રશ્યામા.

સુંદર પ્લૉટ, મનોહારી ઘટના, વર્ણનચાતુર્યની છટા, રસની ઝડી, નયનરંજક ચિત્રો, જાણીતાં માસિકો, આગેવાન પત્રો અને વિદ્વાનોએ મૂકતકંઠે પ્રશંસા કરી છે. સંવિધાન એવું તો ઉત્તમ છે કે એક પાનું છોડી દેવાનું મન થતું નથી.

મૂલ્ય ૨-૦-૦.

"ગુજરાતી" લાંબી સમાલોચના લેતાં લખે છે કેઃ—

"........ભદ્રપુરની ભદ્રસ્યામા એક આંગ્લ પુસ્તકનું રૂપાંતર છે. પરંતુ, તે એવી નિપુણતાથી યોજવામાં આવ્યું છે કે, જો લેખકે એ બીનાનો ઉલ્લેખ પ્રસ્તાવનામાં ન કર્યો હોત તો આ પુસ્તક અનુવાદ છે, એમ ભાગ્યેજ કોઇ સ્વીકાર કરતે. રૂપાંતર એવી સુરૂચીથી અને કુશળતાથી યોજવામાં આવ્યું છે, ઇતિહાસની છાયામાં પ્રસંગોને દક્ષતાથી ઉતારવામાં આવ્યા છે કે તે સમયના ઇતિહાસનું વાતાવરણ વાંચક સન્મુખ ખડું થાય છે અને વાંચનાર વાર્તાની ઘટનાને અનુસરતાં રસના પ્રવાહમાં આપોઆપ તણાય છે. સ્વ. સાક્ષર મણિલાલ નભુભાઇએ લોર્ડ લીટનકૃત Zanori નું "ગુલાબસિંહ" ને નામે અનુકરણ વા રૂપાંતર કર્યું હતું ત્યાર પછી લાંબી મુદ્દતે આવું રસાળું રૂપાંતર જોવામાં આવ્યું છે......................

આ વાર્તાનો પટ વિસ્તૃત છે. તેના પાત્રો વિવિધ અને ઘટનાઓ મનોહારી છે. વાર્તાનું સંવિધાન ઘણીજ ખૂબીભર્યું છે. એક વાર તેમાં પ્રવેશ કર્યા પછી ઉત્સુકતા અંત સુધી જાગૃત રહે છે.........

......"થાપ આપી સટકયો, "વક્રદુર્ગ" ઝખ્મી સરદાર" વગેરે પ્રકરણો વાંચતાં હૃદયની લાગણીઓ ખળભળી ઉઠે છે. પુસ્તકની ભાષા સંસ્કારી, પ્રસંગે જુસ્સાદાર, અને વર્ણ્ય વિષયને અનુકૂળ છે અને ભાષાંતરીયા બિલ્કુલ નથી. આજકાલ અંગ્રેજીનું ભાષાંતર કરતાં કેટલીક કઢંગી ઉપમાઓ આદિ પુસ્તકમાં દેખા દે છે, તેવું આ પુસ્તકમાં કંઇજ નથી. એટલુંજ નહી, પણ રા. રમણીકલાલે એ રૂપાંતરમાં વિશેષ કાળજી રાખી છે એ સ્પષ્ટ જણાઈ આવે છે. અમે એકાદ બે વાકયો નીચે ઉધ્ધૃત કરીએ છીએ.... ........................."



